# જાદુ કપટ



છપાવી પ્રસીદ્ધ કરનાર

બુકસેલર બદરૂદીન હુસેનદીન બીઝાબી.

દરવાજા, અમદાવાદ.

સન ૧૯૨૮. સંવત ૧૯૮૪.

આવૃતી ૨ જી. પ્રત ૪૦૦૦.

મનહર પ્રીન્ટિંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી.

ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

કીમત ૦—૮—૦.

## રક્તા કંબલા યક્ષિણી સાધન મંત્ર

ओम् हिं रक्तकम्बले महादेवी मृतक मुथ्थाप्पय मतिमा चालय पर्वतान् कंपय विलसत् हुं हुं स्वाहा ॥

माकत्रयं इमंमंत्र जपेत् तदारक्त कम्बलासिद्धा भवेत् एषा प्रभावेण मृतकामुत्थापयेत् ॥ प्रतिमां चालयेत् ॥ पर्वतान कम्पयेत् ॥

રક્ત કંબલા સાધન ઉપરોકત મંત્રનો ત્રણ મહીના સુધી જપ કરવાથી દેવીરક્ત કંબલા સિધ્ધ થાય છે; એના પ્રતાપથી સાધક મડદાંને જીવતું કરવાને પ્રતિમાને ચલાવવાને, તથા પર્વતોને કંપાવવાને શક્તિવાન થાય છે.

गुप्तेन विधिना कार्यं प्रकाशं नेवकारयेत् ॥
प्रकाशे बहु विघ्नानि जायंतेनात्र संशयः ॥
प्रयोगाश्चानु श्रुतोयं तस्मागत्रवदा चरेत् ॥
निर्विघ्नेन विधानेन भर्वन्सिद्धिरनुत्तमा ॥
गोप्यंचेदांगेहतत्रंयस्मैकस्मैनदापयेत् ॥
दुर्जन स्पर्शनाद्विद्या भवत्पलप फलाप्रत ॥

સુચના—આ સર્વે યક્ષિણી પ્રયોગો ગુપ્ત વિધિથી કરવા એકાંત સ્થળે બેસી એકાગ્ર મનથી મંત્ર જપે. માંસ, મદ્ય વગેરે કોઈ અશુધ્ધ પદાર્થો ખાય નહીં. પાન, સ્ત્રી સંભોગ, પલંગે સુવું વગેરે છોડે, પ્રતઃકાળે સ્નાન કરી

મૃગચર્માસને બેસી પુજન વગેરે કાર્યો કરે; અપવિત્ર ચીજોને સ્પર્શ પણ ન કરે, હવિષ્યાન્ન ખાય, ભુમિશયાન કરે. બ્રહ્મચર્ય પાળે કેશ નખ વગેરે ન છેદે, જે કીયા કરે તે સર્વ ગુપ્ત પણે કરે, પ્રકટ કરવાથી અનેક પ્રકારનાં વિઘ્નો નડે એમાં સંશય નથી માટે નિર્વિઘ્નપણે યત્નપુર્વક આચરે, વચ્ચે યક્ષણી આવી અનેક રૂપ ધારણ કરી ભય પમાડે તો પણ ડરે નહીં અને અખંડપણે જ્યાં સુધી સિધ્ધિ પ્રાપ્ત થાય નહીં ત્યાં સુધી પ્રયોગ કર્યા કરે તો ઉત્તમ સિદ્ધિ મેળવે. આ પ્રયોગો અતિ અલૌકીક સિધ્ધિઓને આપનારા છે. માટે સદપાત્ર સિવાય જેને તેને બતાવવા નહીં. કારણકે કુપાત્રને બતાવેલી વિદ્યા તેને તો સિધ્ધ થતી નથી એટલુંજ નહીં, પરંતુ પોતાની જે સિધ્ધિ હોય તે પણ એવા દુર્જનની સોબતથી અલ્પ ફળવાળી થઇ જાય છે.

## કાર્ય સિદ્ધ પ્રયોગ.

પુષ્યાર્ક સમયે સફેદ આકડાનું મુળ લાવી તેની અંગુઠા જેવડી શ્રી ગણપતીજીની મુર્તી કરાવી પછી.

**ओम् अंरिक्षाय गंगातनये नमः**

આ મંત્રથી ગંધાક્ષત, ધુપ, દીપ, નૈવદ્ય અને લાલ કણેરના પુલોથી તેનું પુજન કરે, શિયળવૃત પાળે, સત્ય બોલે, જીતેંન્દ્રિય રહી હવીષ્યાન્ન એટલે દુધ ઘીથી બનેલો મસાલા વગરનો ખોરાક ખાય, આ પ્રમાણે એક મહીના સુધી

નિયમિત શુધ ચારીત્રથી શેવા કરે તો ધારેલા કાર્યની સિધિ થાય.

## ક્ષેત્રપાળ પ્રયોગ.

શુધ જગ્યાએ એકાંતમાં સાધ્ય વિધિ પુર્વક કળશ સ્થાપન કરી પાંચ જાતનાં ફળ, પાંચ જાતનાં પુલ, પાંચ જાતનાં અક્ષત—ચોખા, વીગેરેથી પુંજા કરી નિત્ય.

**मंत्र—आम् क्षाँ क्षी क्षूं क्षें क्षैं क्षा क्षः ॥**

આ મંત્રનો એક હજાર વખત જપ કરે એ પ્રમાણે છ લાખ જપ કરવાથી પુત્રહીન પુત્ર પામે, કન્યા ઉત્તમ પતિ પામે, કામણ ટુમણથી પીડાતો મનુષ્ય સુખી થાય, વિધ્નો નાશ પામે અને વ્યાપાર રોજગારે તથા નોકરી ચાકરીએ પાંચ પૈસા વધારે કમાતો થાય.

## અઘોર મંત્ર.

**अघोरेभ्योऽघोरेभ्यो घोर घोर नरेभ्यः शर्वेभ्यः शर्व सर्व शर्वेभ्यो समस्तेऽस्तु रुद्ररुपेभ्यः ॥**

વિધિ—ગાયનું શીંગડું, સાપની કાંચળી, કપાસનું બીજ, વજ—બીલાડીની વિષ્ટા, ડાંગરનાં ફોતરાં, બકરીના વાળ, મરચાં, રીંગણી, ભોંયરીંગણી, હળદર, દારૂ હળદર, કમળ કાકડી, મોરપીંછ અને કુંદરૂફળ એટલી ચીજો ઉપલો મંત્ર સાત વખત ભણી દેવતામાં નાંખી જેને ભુત પ્રેતનો

વળગાટ હોય તેને ધુણી દેવાથી તત્કાળ તે પીડામાંથી મુક્ત થશે.

## પીર વશ કરવાનો મંત્ર.

आम् नमो उस्ताद गुरुकुं बीसमल्ला रहेमान रहीम पीरविरहना फुलविरहना धंधुकार सवासेरका तोसा खाय. अस्सी कोसका धावाकरे, सातसे कौतकआगे चले, सातसै फुत्तक पीछे चलेछप्पनसे छुरी चले, बावनमें वीर चले, जिसम गढ गिजनीका पीर चले. औरकी धजा उखाडता चले, अपनी धजा टेकता चले, सुतेको जगावता चले, बैठेको उठावता चले, हाथोमे हथकडी गेर पैरोमें पैरकडी गेरै, हलाल मांहीं दीठ करै, मुददार मांही पीठ करे कलवान नवीकु याद करौ ओम् ओम् ओम् नमः ठः ठः स्वाहा ॥

વિધિ ગ્રહણની રાતથી એ મંત્ર જપવાનો આરંભ કરે, દરરોજ ૧૦૮ મંત્ર જપે, લોબાનનો ધુપ કરે અકલગરાની માળાથી મંત્ર જપે, એકાંત ઓરડીમાં લાકડાનો બાજઠ ઢાળી તે પર લીલું કપડું સવા હાથ પાથરી તેના પર સવાશેર ચોખાની કબર બનાવી તે કબર પર ધોળુ કપડુ હાથ સવા ઓઢાડી તેનાપર લીલુ કપડુ હાથ સવા ઓઢાડે ઉપર કપુર કાચલીનો ભુકો છાંટે. દીવો ઘીનો કરી આથમણે મુખે મુકી સવા શેર મીઠાઇનો ભોગ ધરે ચમેલીના પુલોની માળા ચ-

ડાવે, મંત્ર દીવસ બેતાળીસ જપે તો પીર પ્રત્યક્ષ હાજર થાય. તેમને જોઇ ડરે નહી અને ધીરજથી વરદાન માગી લે. જેથી જ્યારે જ્યારે કામ પડે ત્યારે હાજર થઈ કરી આપે, ગ્રહણને બદલે ૨૧ મા રોજાથી આરંભ કરે તો પણ અડચણ નથી.

## આગીયો વૈતાલ સાધવાનો.

ॐ नमो वीर बेताल वसोपाताल मुख सशा मनकी जवालजल जलती जले और नलचलती बले घर धुंधुकार करे हुहु करतो फरे सवामणकी सांकल लोहका गोळा राखे टीकरनाथ वाला भोला हुहु फट स्वाहा ॥

વિધિ—કાળી ચઉદશની રાતે ગુગળનો ધુપ લઈ નદી કીનારે જવું, ધુંપ નદીના કીનારે કરવાથી આકાશ તરફથી એક અગ્નિનો ગોળો હુહુ શબ્દ કરતો સડસડાટ આવતો જણાશે તે પ્રત્યક્ષ દેખાય એટલે પાણીમાં ડુબકી મારી જવી, એટલે વૈતાળ પોતાનું રૂપ ધરી કાંઠે ઉભો રહેશે તે કહેશે કે માગ માગ? એટલે કહેવું કે માગું તમારૂં વચન, જ્યારે સ્મરૂં ત્યારે સહાય થજો! એમ કહી પછી ડુબકી મારી પોતાની ટચલી આંગળી માત્ર બહાર રાખવી તેમાં તે પ્રવેશ કરશે પછી કામ પડે ત્યારે ઉપલો મંત્ર ભણી તે આંગળી તરછોડવાથી અગ્નિ પ્રકટ થઇ ધારેલી વસ્તુને બાળી મુકશે.

# ડાકિની સાધવાનો મંત્ર.

ॐ नमो चढौ चढौ मुखवीर धरती चढया पाताल, चढ पगपाली चढा कुण कुण वीर हनुमतवीर चढाधरती चढी पगपान चढी एढी चढी मुरचे चढी मुरचै चढी पींडी चढी पिंढी चडी गोंडा चढी गोंडा चढी जांघ चढी कटि चढी कटि चढी पेट चढी पेठमु धरणी चढी धरणीमु पांसली खढी पांसलीसु हिये चढी हियामु छाती चढी छाती खबां चढी खबामुं कंट चढी कंठमुं मुख चढी आंखमु ललाट चढी ललाटमुं शीश चढी शीशमुं कपाल चढी कपालमुं चोटी चढी हनुमाननाद सिंह चले वीर समदवीर दीठ वीर आज्ञा वीर ये वीर चढे ॥

વિધિ—ગ્રહણની રાત્રે લીંપી ઘીનો દીવો કરી એક પગે ઉભા રહી મંત્રને ૧૦૮ વાર જપે તો ડાકણી પ્રત્યક્ષ આવે તેને જોઇ ડરે નહી. પછી ડાકણીને મદ્ય માંસાદિ નૈવેદ્ય ધરે તે ખાઇ વરદાન આપે, એટલે તેને જ્યારે સ્મરીએ ત્યારે આવી કહેલું કામ કરી આપે.

## ચોરી પકડવાનો મંત્ર

ॐ सतरहसौ पीर चोसठसौ जोगनी बावनसो वीर बह-

तरसै भैरूनेरासै तंत्तर चौदहसै मंतर अठरासै परंवत सत्त-रसौ बहाडनौसौ नदी निन्नानेवसेना लाहनगतर जतीरख-रोरखवाला कांसीकी कटोरी अंगुल चारचौडी कहौ वीर कहांसे चलाइ गिरनार पर्वतसों चलाय अंठारा भार वनस्पति चलेलोना चमारी कीवाबा कुरे कहां कहां कुरै चौरके जाय चंडालके जाय कहा कहा लावे चोरको लावै चंडालको लावे गडाधन जाय बतावै चालकालरे हनुमतांबार जहां हो चले जहांहो रहै न चले तो गंगा यमुना उलटी वहें शब्द साचा पिंड काचा मेरो भक्तिगुरुकी शक्ति स्फुरो मंत्र इश्वरी वाचा सत्यनगा आदेश गुरुका ॥

વિધિ—ત્રણ પૈસાભાર કાંસાની ચાર આંગળ પહો-ળાઇની એક કટોરી વાટકી બનાવે પછી દીવાળીની રાત્રે તેનું પુજન કરી તેની સન્મુખ ૧૦૮ મંત્ર જપે પછી હરરોજ રાતે તેની આગળ મંત્ર ૧૦૮ જપ કરે એમ ૧૦૧ દીવસ કરે પછી જ્યારે કામ પડે ત્યારે કટોરીને આંગણામાં મુકી પુજન કરી ઉપરના મંત્રથી અડદ મંત્રોને છાંટે તો કટોરી ચાલવા માંડે તેનાપર અડદ મારતા રહેવાથી છેવટ જ્યાં ચોરીનો માલ હોય ત્યાં જઇને થંભે ત્યાંથી માલ ખોદી કાઢવો.

## વીર સાધવાનો મંત્ર,

लीला घोडा लीला पलाण लीला नेना लीळा निशान

सनाजकी टोपी पहेरे त्यां भाणवीर अस्वारी करे, संचापा-
ळीको टुका खावे, एशीग उपर धारण मारे.

વિધિ—ળળેવના દિવસે કોઇનો ઘડો ફુટી ગયો હોય
તેનો કાંઠલો સંઘરી રાખવો પછી ધનતેરશના દિવસ સવા-
પાલી ઘઉનો લોટ લઇ ત્રણ ગામને તરભેટે જવું ત્યાં તે
લોટનો રોટલો બનાવી ત્રણ દિશાએ ફેંકી દેવો અને લોબા-
નનો ધુપ કરી મંત્ર ૧૦૮ વખત જપવો, પછી ગાયો ગા-
મમાં આવતી વખતે પેલો કાંઠલો જોડે લેઇ ગયા હોઇએ
તેમાંથી ઢોરો આવતા હોય તે તરફ દુરબીનની માફક જોયાં
કરવું છેલ્લાં ઢોરની વાંસે લીલા છેડા ઉપરે લીલા પોષાક
વાળો એક જબરદસ્ત વીર આવતો જણાશે, તેના માથે
સનાગજની લીલી ટોપી હશે તે પાછળ જઈને ચાલાકીથી
ખેંચી લેવી એટલે તે વીર ટોપી માટે કાલા વાલા કરસે.
પણ આપવી નહીં તેથી છેવટ તે વીર વચન માગવા કહેશે
ત્યારે માગી લેવું કે હું સમરૂં ત્યારે હાઝર થવું. જારે સ્મ-
રશો ત્યારે વીર હાઝર થઈ ધારેલા કામ કરી આપશે.

## અન્નપુર્ણા દેવી સાધન.

ॐ नमो अन्नपुर्णेश्वरी महाश्वरी रीद्धि सिद्धि देयणो
नर्मदादेवी नित्यानंदात्री भवानी श्रवणे हुंहुं फट स्वाहा॥

વિધિ—ધનતેરશની રાતે તમામ અનાજ નોતરવાં,

ચપટી ચપટી અનાજ તથા તમામ જાતના રસને કંકુ છાંટી ચોખા અબીલ અને સોપારી ચડાવવાં, પછી કાળી ચૌદશે અપવાસી રહી તે દિવસથી મંત્રનો આરંભ કરવો, એકાંત ઓરડીમાં ગાયના છાણથી લિંપી બાજઠ ઢાળી તેપર લાલ વસ્ત્ર પાથરી શ્રીફળ મુકી તમામ ધાન્ય તથા રસ પાસે મુકવા ઘીનો દિવો કરી ડાભના આસન પર બેસી મંત્ર ૧૦૮ વખત જપવો, પાસે સ્તાંડીલ એક રીતે ઉપર ખીજડીનાં લાકડાંથી અગ્નિ સળગાવી રાખવો. છેલે મંત્રે ઘી મધ, કમળ કાકડી, ખીર. ખાંડ અને લાલ કણેરનાં ફુલ એટલી ચીજોનો હોમ કરવો, અગરબત્તીનો ધુંપ કરવો, આવી રીતે નવ દિવસ સુધી રાતરે ૧૦૮ જપ કરવો. છેલો દિવસ બાજઠપરના તમામ ધાન્યો તથા ઘી ખાંડ, સાકર, મધ વિગેરે તમામ રસો છેલ્લા મંતરે હોમી દેવા, પછી તેર કુમારિકાઓને ખીર રોટલીનું ભોજન જમાડી એક એક ચુંદડી તથા એક એક શ્રીફળની કાચલી દક્ષણામાં આપવી એટલે મંત્ર સિદ્ધ થયો જાણવો, પછી જ્યારે દેવીનો પ્રતાપ જોવો હોય ત્યારે ત્યારે જે રાંધેલી ચીજો હોય તેમાંથી થોડી થોડી લેઇ ઉપલા મંત્રે મંત્રી પછી તેજ વાસણમાં એક કોરે મુકી દેવી અને તેની પાસે અન્નપુરણાની મુર્તી આગળ ઘીનો દિવો કરી વાસણ ઉપર ચાદર ઢાંકી દેવી પછી તે વાસણમાંથી ગમે તેટલા માણસને પીરસવું પણ ખુટશે નહિં મંત્રેલી વાનગી જ્યાં સુધી

કોઇ ખાશે નહીં કે વાસણ ઉપરથી અંદર ઉઘાડશે નહિં ત્યાં સુધી અખુટ રહેશે, માટે ચાદર ઉઘાડી લેવી નહિં માત્ર બે હાથ અંદર ઘાલી કાઢયાં કરવું.

## કંગાલ ભૈરવ સાધન મંત્ર.

ॐ काली कंकाली महाकाली के पुत्र कंकाल भैरु हुकम हाजिर रहै मेरा भेजा काल करै मेरा भेजा रक्षा करै आन वांधु बान बांधुं चलते फीरतेके ओसान वांधुं दशोसुर बांधुं नव नाडी वहतर कोटा बांधुं फुलमें भेजु फुलमें जाय कोठेजी पडे थर थर कांपे हल हल हलै गिर गिर पडे उठ उठ भगै बक बक बके मेरा भेजा सवा घडी सवा पहर सवा दिन सवा मास सवा वर्षकुं बावला न करे तो माता कालीकाके सय्यापे पग धरै वाचा चुके तो उवा मुके वाचा छोड मूका या करे तो धोवीकी नाद चमारके कुंडमें परे मेरा भेजा वावला करे तो रुद्र के नेत्रमें अग्निली ज्वाला: कढे सिरकी लटाटुटकी भुमिमें गिरे माता पार्वतीके चीरपै चोट पड विना हुकम नहि मारनाह्नो काली के पुत्र कंकाल भैरु स्फुरो मंत्र इश्वरो वाच सत्य नाम आदेश गुरुका ॥

વિધિ—આ મંત્રને કાળી ચૌદશ અથવા સૂર્ય ગ્રહણની રાતે ત્રિકોણ ચોકો કરી દક્ષિણ મુખે બેસી હજાર વખત જપે લાલ કણેરનાં ફુલની માળા તેલનો લાડુ સિંદુર લ-

વિંગ નંગ બે ' અને ચૌમુખે દિવો .આગળ રાખે, મંત્ર પુરો થાય એટલે દશાંશ એટલે એક સો વખત મંત્ર ભણી આહુતી આપી હવન કરે પછી ભયંકર રૂપ ધરી ભૈરવ સન્મુખ આવે તો તેમને જોઇ ભય પામ્યા વગર ફુલની માળા તેમના ગળામાં આરોપે, બળીદાન માટે લાડુ અને મુખવાસ માટે લવિંગ પેલા મોં આગળ ધરે, ભૈરવ વર-દાન માગવાને કહે ત્યારે જ્યારે સમરૂં ત્યારે હાજર થજો એવું માંગે.

## ઝાપડી સાધન મંત્ર.

जल जल महाजल जलमें कमलमें, कमलकाकडी वहां वसे देवी झांपडी हुकमे हाजिर फिर जो चाहु सो हाजिर करे मेरो हकरी पीछी फीरे तो एक लाख अस्सी हजार आलीयाकी दुवाइ फीरे ॥

વિધિ—ભાદરવા મહીનામાં મરી ગયેલી ભંગીયણની ઘોરને ધનતેરશની રીતે નોતરવી એટલે કંકુનો ચાંલ્લો કરી પાંચ ચોખા મુકી આવવા, અને કાળી ચૌદશે મધ્ય રાતે ત્યાં જવું તે વખત તે ઘોર ઉપર પેલી ભંગિયણ પ્રેત રૂપે ઉભી હશે, પછી તેને પીરની જંજીરો આત્મા રક્ષાનો ભણી જમીન પર ઉથલાવી પાડવી જ્યારે તે મડદું નિચે પડે ત્યારે માંથાની તુંબડી છેટે જઇ પડેલી હશે તેને

લેઇ ઉપલો જંજીરો ભણુતાં પાછું વળી જોવા સિવાય ચાલ્યા આવવું તે તુંબડી પાછી લેવાને તે પ્રેત આજીજી કરે તો પણ આપવી નહીં. પછી ઘેર આવી તેના ઉપર સિંદુરનો લેપ કરી ગુગળનો ધુપ કરવો. પછી સભાજનો કંઇ ચીજ લાવી આપવાને કહે ત્યારે તે તુંબડીપર રૂમાલ ઢાંકી વસ્તુ લાવવા માટે ઉપલો મંત્ર ભણી હુકમ કરવાથી ગુપ્ત રીતે તુંબડામાં ઝાંપડી મુકી જશે તે લઈ સભાજનોને વહેંચવી. પોતે લગારે ખાવી કે ઉપયોગમાં લેવી નહિં.

## પીરની આત્મ રક્ષાનો જંજીરો.

ओम नमो उस्ताद गुरुकु बीसमल्ला रहेमान रहीम वानेर करछी बांधु कुराना लोहेका कोट तांबेकी बारी तहां बैठा हजरत नबीकरे अपनाजीवका रखवाला शिर रक्खे सुभान पीर पाव रक्खे जबरा इलकी रस्ता सात साहेरको बरकत सेतानकी हरकत छैमासे जादा चले अडसट भैरव चले चोराशी जोगनी चले अल्ला तालाकी तख्त चले सवालाखपीर पेगम्बर चले ओरकी चोकी उठावे औरु अपनी चोकी बैठावे सारका कोरतोडे वजरका कमाड खोले शिणीकु बांध विछीकु बांध वींछी वैतरीकु बांध झांपडीकु बांध झांपडी जो विछीकु बांध वींछी वैतरीकु बांध झांपडीकु बांध झांपडी जो डीकु बांध कामण टुमणकु बांध नजर भावकु बांध चोराशी सिद्धकु बांध बावनछाख भूतावलकु बांध घरनकु बांधनार

नाकु बांध शेरी चकलाकु बांध चकलेका पात्र बांध मारतेका हाथ बांध बोलतेकी जिहवा बांध, अणी धारकुबांध आगीया वैतालकु बांध हमेरा बांध्या न बंधाय तोअस्सो हजार ओलीयाकी दुहाइ कीरे, पीरान पीरकी दुहाइफीरे लाइल्लइल्लला

વિધિ—રાજા મહીનામાં ૨૭ મું રાજુ રહી રાત્રે એકાંત ઓરડીમાં ધોળી ધુળથી લીપીને તેપર લાકડાનો બાજઠ ઢાળી તેપર લીલું કપડું સવા હાથ પાથરી તે ઉપર ધોળું કપડું હાથ સવા તથા બીજુ લીલું કપડું હાથ સવા ઓઢાડી ઉપર કપુર કાછલી છાંટવી ધુપ લોબાનનો કરવો દીવો ઘીનો કરી પશ્ચીમ મુખે મુકવો માળા અકલગરાના મણુકા નંગ ૧૦૮ ની કરવી. પછી મંત્ર સતાવીસ વખત જપવો તેથી સિદ્ધ થાય છે, પછી જેને પ્રેત વગેરે વળગ્યું હોય તેના જમણા હાથની આંગળી મજબુત પકડી મંત્ર ત્રણ વખત ભણી તેની આંખ ઉપર ફુંક મારવી જેથી તે ધુણવા માંડશે અને ફરી એક મંત્ર ભણી આંખ ઉપર ફુંક મારવાથી રોવા લાગી પોતાનું નામ ઠામ વગેરે હકીકત પુછશો તે બતાવશે. અને જતા રહેવા માટે કાલાં વાલા કરશે ત્યારે ખુદાના કસમ ખવરાવી પકડેલી આંગળી છોડી દેવાથી શરીરમાંથી તરત જતુ રહેશે.

## ધનદાયક્ષણી સાધન મંત્ર.

ॐ ह्रीं धनदा चोचणी पिशाचणी जक्षणी स्वाहाः ॥

વિધિ—પહોર એક રાત્રી જાય ત્યારે દભાસને બેશી સાધન કરવું તે એવી રીતે કે ઘઉંની રોટલી શેર ૧ ની કરી ઘીમાં બોળી તેના ગરાસ સતાવીસ ભરી પછી ઘીનો દીવો એક બાજઠ ઉપર લાલ વસ્ત્ર પાથરવું તે ઉપર શ્રીફળ મુકવું તેની પાસે ઉભેલો દીવો મુકવો શ્રીફળનુ પુંજન અબીલ ગુલાલ વડે કરવું પાણીના આચમન ત્રણ લેવા પુર્વ મુખે બેસી જપ દરરોજ બે હજાર નીત્ય કરવો એમ દીવસ ૨૮ સુધી જપ કરવો ત્યારે દેવી આવી વરદાન આપે પછી દરમહીને રૂા. અમુકની ચીઠી ઉતારે તે રૂપિયા ધર્માદા વાપરવા પોતે કંઇ પણ રાખવું નહીં અને સદા બ્રહ્મચારી રહેવું.

## હઝરાયત વિધાન.

ॐ अल्ला अल्ला इलील्ल महमदया रसुल इल्ला सुल्मान सकारदीन महादान दीपावतार हस्तावतार जलालवताह आगगच्छ आगच्छ वीवा सलेमानके पुछे न आवे तो जहरपीरफी दुवाइ ॥

વિધિ-ચોખાનો મલીદો કરવો, રેશમી કપડાની દીવેટ કરવી, અબીર લોબાનનો ધુપ કરવો, ચંબેલીના ફુલ તથા

ચોખંડો. ઉભો દીવો કરી એક આઠ દશ વરસનો છોકરો કે છોડી બેસાડવી ચોખા મંત્રી માંથે મુકવા. છરીથી કાજળ પાડી છોકરાની આંખે આંજવું છોકરાનું ધ્યાન કરેલા દીવા સામે રખાવવું મીઠાઇ પીરના નામની આગળ મુકવી. પછી છોકરો જે જે દેખાય તે આપણને વીગતવાર કહેતો જાય, આ પ્રયોગથી સમજ ના પડે તો પાંચ આનાની ટીકીટો મોકલી હાજરાત ભરવાની વિધિની ચોપડી અમારે ત્યાથી મંગાવજો.

## કર્ણપિશાચિની સાધાન મંત્ર.

ॐ कर्ण पिशाच्चिनी महादेवी रती प्रीत्ये स्वप्न कामेश्वरी पदमावती त्रैलोक वार्ता कथम स्वाहा ॥

વિધિ—પહેલી નવરાત્રીથી આરંભ કરવો એકાંત ઓરડીમાં ગાયના છાંણુથી લીંપી એક બાજઠ ઢાળવો તે ઉપર નાળીએર તથા ઘીનો દીવો મુકવો. આસનદરભનુ અને ધુપ અગર બતીનો પુષ્કળ કરવો. અપવાસ કરી રાત્રે જપ કરવા બેસવું. હમેશાં મંત્ર ૧૦૮ વખત જપવો છેલ્લા મંત્રે ઘી મધ ખાંડ કમળ કાકડી અને ગુગળ હોમવા અને પછી તેજ જગ્યાએ સુઇ રહેવું. એમ દીવસ નવ જપ કરવા છેલ્લા દીવસે બે કુવારી કન્યાઓને ખીરખાંડ રોટલીનું ભોજન કરાવી એક એક ચુંદડી તથા ટોપરાની કાચલી આપવી એટલે

સિદ્ધ થાય. પછી જ્યારે કોઇ પ્રશ્ન પુછવા આવે ત્યારે સાત વાર મંત્ર ભણી જમણે કાને જમણો હાથ મુકિ સ્થિર ચિતે સંકલ્પ વીકલ્પ કર્યા સીવાય બેસવું એટલે પ્રશ્ન શું છે ? તથા તેનું કેવું પરીણામ આવશે તેનો ઉત્તર ગુપ્ત રીતે દેવી આપશે તે સત્ય જાણવો.

## ચોકીનો મંત્ર,

ॐ अजर आसन वजर आसन गाले धा उलट नरसंग वाकु खा हर आसन विश्नु आसन ब्रह्मासन आसन बेठे गुरुगोविंद घरे धयान स्वामीने निरंजन ज्ञान रामचक्र चौफेरे फरे लछमन घरे कमान जेसे उठे वीचन ताकु टोके भीम और अर्जुन साप अपने घरमे चोर अपने घरमे वाघ अपने वनमे राजा दशरथके एक बाण एक बाणके पंच बाण पंड प्राणकी रक्षा करे मर्द हनुमान रक्षे रखे चंद्रमा और दिने रखे सुरज राजा सुवेतामशी विषयाकीरे उदास रामसुवे फही चलो मंत्र इश्वरोवाच. ॥

વિધી—કાળી ચૌદસની રાત્રે હનુમાનનો મશીદો સવા પાંચ શેરનો કરવો તેને સીંદુર તથા નાળીએર ચડાવવું ધુપ ગુગળનો કરી મંત્ર ૧૦૮ વખત જપવો તો સિદ્ધ થાય. પછી કોઇ એક મંત્ર સાધવા માટે મસાણમાં કે બીજે જવું

હોય ત્યારે ઉપરનો મંત્ર ભણતા ભણતા જવું અને પછી બેસવાની જગ્યાની આસપાસ તરવરની અણીથી કુંડાળું કાઢી વચ્ચે બેસવાથી કોઇ પણ જાતનો ઉપદ્રવ નડે નહી.

## વશીકરણ વિધાન.

**ॐ नमो भगवती राजमातंगेश्वरी सर्व जनमनोहरी सर्व मुखरंजनीॐ क्रीं ह्रीं श्रीं सर्व राज्य वश्य करी त्रैलोकमे वश्य करी स्वाहाः ॥**

વિધી—અજવાળી પક્ષના મંગળવારે અપવાસ કરી સાંજે નાહી ને ખીર રોટલી કરવી. માતાનું સ્થાપન પાટલા ઉપર કરવું. તે એવી રીતે કે વસ્ત્ર ધોળું ગજ સવા સોપારી નંગ ૭ એલચી નંગ ૭ લવીંગ ૭ તથા શ્રીફળ નંગ ૧) મુકવું. ઉત્તર તરફ મુખ રહે તેમ દીવો ઘીનો મુકવો. પોતે પણ ઉત્તર તરફ મ્હોં રાખી બેસવું. પાનના બીડા નંગ સાત કાથો ચુનો લગાવીને મુકવાં. બે બીડાં બીજાં મુખમાં રાખી મંત્ર ૧૧૦૦ જપવા, પછી ખરમાંથી કોળીયા નંગ ૭, રોટલીના ટુકડા નંગ ૭ તથા શ્રીફળની શેષો નંગ સાત અગ્નીમાં હોમાવી, પછી ખીર રોટલી તથા શ્રીફળ જમવું, ટોપરૂં બધું ખાઇ જવું અને ખીર રોટલી ખાતાં વધે તો ભોંયમાં ભંડારી દેવી કોઇને આપવી નહીં, પછી સોપારીઓ, એલચી વગેરે ચીજોને ૧૦૮ વખત મંત્રી રાખી મુકવી

તે જેને જેને ખવરાવે તે વશ થાય, વળી કોઇ સાથે કંઈ કામ પડે ત્યારે નાગરવેલનું પાન લાવી તેમાં તેનું નામ સત્તાવીશ વખત લખી ઉપરનો મંત્ર ભણી તે બીડું ગાલોકે રાખી જેની પાસે જઇ વાત કરીએ તે ગમેતો મોટો મહારાજા હોય તોપણ આપણું વચન ફેરવે નહીં. કારણું તથા ચોખા ભીક્ષુકને આપી દેવા.

## મુઠ ચોટ વાળવાનો મંત્ર.

ओम नमो आदेश गुरुकुं चंडी चंडी तौं उपर चंडी आवब मुठी फरै नव खंडी जिसका कर्त्तव्य उस्कुं खाय उल्ट मुठ उपडकु जाय चक्कर धरुं वार चक्कर ले कहा करु श्री नृरसिंहका मुख आगे धरुं नाटक चेटक मेरे साथ मुठपिश इतिनसो साठ मेरी भक्ति गुरुकी शक्ति पुरो मंत्र इश्वरोवाच.

વિધી—આ મંત્રને કાળી ચૌદશની રાત્રે ૧૦૮ વાર જપી સિદ્ધ કરી લે. પછી મુઠ ચોટ જેને લાગી હોય તેની મુઠ આ મંત્ર ભણી વાળે તો તે મુઠ અવળી ફરી જાય એટલે જેણે મારી હોય તેને જઇને લાગે, તેમજ કામણ ટુમણ મુઠ ચોટ ને આવતી દેખીને આ મંત્ર ભણેતો તે પાછી વળે

## મહામદા પીરના જપ.

ओम नमोहाकन्त युगराज काटंतकायाजिस कारण युगरा अमें तों कोंधाया ॥ हंकारत युगराज आया, गाजंत आया,

घोरंत आया, सिरसके फुल विखरेन्त आया औरकी चाकी उठावन्त आया, आपकी चौकी बेठावन्त आया, औरका किवाड तोरन्त आया, आपका किंवाड भेडन्त आया, बांध बांध बांध, किसको बांध भुतको बांध, प्रेतको बांध, देव-दानवको बांध, उडंत गढंत योगिनी बांध, चोर, चिणमारको बांध, तिरेसठ सौकलुआको बांध, चौसठसो योगिनीको बांध, बावन वीरनको बांध, आकाशकी परीनकु बांध, डाकिनी शाकिनीकु बांध, नाटक चेटकों बांध, छलको बांध, छिद्रको बांध द्वारकों बांध, हाटकों बांध, गलोको बांध, गिरारेको बांध, कियाकों बांध, करायाकों बांध, आपनीकों बांध, पराइको बांध, मेलींको बांध, कचेलींकों बांध, पीलीको बांध, स्याहकों बांध, सफेदको बांध, कालीको बांध, लाल-लको बांध, बांध, बांधेर, गढगजनीके महगदापीरचले तेरे-संग सत्त रसोवीर, जो वीसर जाय तो सो राजा हलाल जाय उलटमार, पलटमार, पछाडमार, घरमार हुआ चढाव, मुडिया हलाय, मेरीभक्ति गुरुकोशक्ति स्फुरो मंतर इश्वरीवाच॥

विधि—ग्रहणनी रात्रे अथवा सतावीशमा दिननी रात्रे मंत्र १००० जपे. धुप लोबाननो करे दीवो पश्चिम मुखे मुके तथा पोते पण पश्चिम मुखे बेसे, एक बाजठ पर

ધોળું કપડું ગજ સવા પાથરી તે પર સવાસેર ચોખાની કબર બનાવી કપડું ધોળું તથા લીલું ઓઢાડે અક્કલગરાના મણકાની માળાથી મંત્ર જપે, માંસ મદિરા ભોગ ધરે તો સિદ્ધ થાય. પછી કોઈના ઘેર ભુત, પ્રેત, ડાકણ, શાકણ, માતા, મેલડી, વગેરેનો વળગાડ હોય ત્યાં જઈ આ મંત્ર ભણી જમાડે તો કરેલી મુદત સુધી તે વળગાડ પીડા કર્યા શિવાય જપી રહે અને જો જાપ ભણી વાળીએ તો દુર પણ થઈ જતો રહે.

## તાંવ હાંકવાનો મંત્ર

ओम अजेपुर पाटण अजेपालराजा अजेपालराजाने अजयमती राणी अजयतीराणीने चारपुतर, एकांतरो, बळाज्वेरो, तरीयो, चोथीयो, अजयपाल चक्रवर्ति हाथ चक्रलीधो छे मारी खंडविखंड इहां रहेती अजेपाल चक्रवर्तीकी आज्ञावीर भद्रकी आज्ञा अजेमती राणींकी आज्ञा स्फुरोमंतर मेश्वरोवाचाः

વિધિ—રવીવારે ગુગળનો ધુપ કરી મંત્ર ૧૦૮ જપવાથી સિદ્ધ થાય પછી જેને તાવ આવ્યો હોય તેને પછેડી ઓઢાડી મંત્ર સાત વખત ભણી પછેડી લેઈ હેઠી નાંખવાથી તે પછેડીને તાવ ચડી જશે તેથી તે ધુજવા લાગશે. ને તાવવાળાનો તાવ જતો રહેશે.

# તાંત્રિક ઔષધોનો ચમત્કારો,

સિંહ વાઘનો ભય ટાળે-પુષ્પાર્ક સમયે ધોળા આકડાનું મુળ લાવી જમણા હાથે બાંધવાથી જંગલમાં ફરનારને સીંહ વાઘનો ભય થતો નથી શુભ નક્ષત્રમાં ધંતુરાનું મુળ લાવી જમણા હાથે બાંધવાથી પણ સિંહ વાઘનો ભય ટળી જાય છે. પુષ્પ નક્ષત્રમાં ગળોનું મુળ લેઈ તેની માળા કંઠે-ગળામાં પહેરવાથી સર્પનો ભય ટળે. રવીવારે ધોળી કરેણનું મુળ વિધિ સહિત લાવી જમણા હાથે બાંધવાથી અગ્નિનો ભય ટળે.

પુર્વ જન્મ દેખાય—અંકોલના તેલનું કાજળ-મેશ પાડી ગાયના ઘી સાથે કાલવી આંખ્યોમાં અંજન કરી દર્પણ આરીસામાં જોવાથી પોતાના પુર્વ જન્મનું સ્વરૂપ નજરે પડે

દિવ્ય પુરૂષ દર્શન—તગરનાં ફળોને અંકોલના તેલમાં ખુબ ઝીણા વાટી અંજના કરે તો દિવ્ય પુરૂષનું દર્શન થાય. અને પછી એકલા તગરનું અંજન કરવાથી દર્શન બંધ થાય.

આકાશી તારા દેખાય-અગરથીઆના પુલોના રસમાં સફેદ સુરમાને ઘસી પુષ્પ નક્ષત્રમાં આંખે આંજી આકાશ તરફ જોવાથી દીવસે પણ તારા મંડળ દેખાય તેમજ ઉંડા ટાંકામાં-તથા ઉંડા ભોંયરામાં પેસીને જોવાથી પણ દીવસે તારા મંડળ દેખાય છે.

કુતરીની જરાયુની વીંટી હાથે પહેરી તે હાથે આકાશમાં કમળનું ફુલ ફેંકીએ તો લાંબો વખત તે અદ્ધર

સ્થિર રહે, તેમજ વીજળી પડવાથી બળી ગએલા ઝાડના લાકડાની દરેક આંગળની ખીંટીને સુંઠ, મરી, પીપર અને તરતની વીયાયેલી કુતરીની જરાયુ ચોપડવી અને આકાશમાં ફેંકવાથી તે ખીંટી પણ સ્થીર રહે છે.

સતિનો અગ્નિ પ્રગટાવવો–ભોંય રીંગણી, ખાખરો, અને એરંડાના લાકડાને અંકોલનું તેલ લગાવી એક સ્થાનકમાં રાખવાં. પછી પારાગંધકની કાજળી બનાવી ગરમ ઘીમાં મેળવી તે લાકડા ઉપર છાંટવાની સ્વયં અગ્નિ પ્રકટ થાય. આગળ સતિઓની ચીતામાં અગ્નિ આ રીતે પ્રગટતો હશે કે ? કોઈ રસાયણ શાસ્ત્રી આમાંથી મુળ સિદ્ધાંત શોધી કાઢે તો સારૂં. વળી વીજળીથી બળી ગયેલા વનવૃક્ષના કોયલાને પણ ઉપરનાં દ્રવ્યથી લીપ્ત કરી તે ઉપર પાણી છાંટવાથી પણ અગ્નિ પ્રગટ થાય એમ કેટલાંક શાસ્ત્રમાં કહે છે.

તત્કાળ કમળ તથા આંબો ઉગાડવો–અંકોલના તેલમાં કમળનાં બીજને ભીંજવી તળાવમાં નાંખવાથી તરત કમળના વેલા તૈયાર થઈ તે ઉપર કમળ પણ ખીલે છે. એજ પ્રમાણે આંબાની ગોટલીને કરવાથી તરત આંબો ઉગે છે પરંતુ આ અંકોળનું તેલ કરવું મુશ્કેલ છે.

સાક્ષાત સુર્યનારાયણ—બીજોરાના બીયાંનું તેલ કાઢી ત્રાંબાના પત્રાપર લગાડી ખરા બપોરે સુર્યનારાયણ સામે

ધરી રાખવાથી તેમાં પ્રતિબિંબ પડે તે જોવાથી રથ સહિત સુર્યનારાયણનાં દર્શન થાય.

દ્રષ્ટિ બંધન—વારાહી કંદ અને ભોય રીંગણીના મુળને સરસિયા તેલનું લેપન કરી *નક્ષત્રમાં મુખમાં રાખવાથી સામા સામા મનુષ્યોની દ્રષ્ટિબંધ કરે છે.

માસ સંજીવની–મરીને સુકાઇ ગયેલા માંછલાને ભીલામાંના તેલનો લેપ કરી ઠંડા જલના તળાવમાં મુકતાંની સાથેજ જવતાં થઇ જાય.

અદ્રશ્ય વિધિ—ફાગણ મહિનામાં જીવતા ચાષ પક્ષીને લાવી પાંજરામાં રાખી તેનું લાલન પાલન કરે પછી જ્યાં ભાદરવો માસ આવે ત્યારે દરરોજ જોતા રહેવું અને તે દહાડે તે પાંજરામાં તે પક્ષિ ના દેખાય તે દહાડે તે પાંજરામાં હાથ ઘાલી તે પક્ષીની ચોટલી કાઢી લેઇ ત્રિલોહના તાવીજમાં નાંખી રાખી મુકવી, અને જ્યારે અદ્રષ્ય થવું હોય ત્યારે તે તાવીજ ઓટમાં રાખવાથી અદ્રસ્ય થવાય. તેમ બીજો ઉપાય ઘુવડની અઘાર એરંડીયાના તેલમાં×× નક્ષત્રમાં ( ) મેળવી છાંટીએ તે અદ્રસ્ય થાય.

કલ્પ લત્તિકા—ગોરોચન, છંગોળીના પુષ્પ, બીલાડીની આંખો તથા વાળ, એ સઘળી ચીજો કાગડાએ ખાતાં છાંડેલી ચીજ સાથે ભેળવી ગોળી બનાવી ત્રિલોહના તાવીજમાં રાખી મોંમાં રાખવાથી અદ્રસ્ય થાય.

સિદ્ધાંજન—સફેદ સુરમાને કબુતરની કુખમાં ઘાલી (  ) નક્ષત્રમાં ચિતાની અગ્નિમાં પકાવી આંખે આંજવાથી અદ્રષ્ય પણું પ્રાપ્ત થાય અને જ્યારે કાળા બિલાડાનું લોહી આજે ત્યારે જગતની દ્રષ્ટીએ દેખાય.

અગ્નિ સ્વરૂપ--અલસીયાં, મન સિલ, હરતાળને સર સીયા તેલમાં ખરલ કરી લેપ કરવાથી તે માણસ અંધારામાં અગ્નિ જેવો ઝગ ઝગાટ દેખાય.

ચોથીઆ તાવ સારૂ જે માણસ ચોથી વાર પરણેલો હોય તેની બૈરીના હાથે રાંધેલું તથા પીરસેલું ભોજન જે ચોથીઆ તાવ વાળો જમે તે માણસનો તાવ જરૂર મટે અને ફરી તેવો તાવ તેને આવે નહી.

એકાંતરીઓ તાવ આવતો હોય તો ગાડા ઉપર ગાડું ચઢાવીને જતું હોય તે વખતે તે પાછલી ગાડીમાં ચઢી બેસે તેનો તાવ જાય. રવીવારે સવારે પહેલાં પ્હોરમાં વગર બોલ્યે ઝીઝોટીનું મુળીયું લાવી કેડની ઓટીમાં ખોશી રાખે તો પણ એકાંતરીઓ તાવ જાય.

નજર ઉતારવાને અરીઠાના ફળની અંદર જે કઠણ કાબા બીયાં હોય છે તેને પાણીમાં રાત્રે પલાળી રાખી સવારે નરમ થાય તે વખતે કાણું પાડી કાળાં ઉંનના દોરામાં પરોવીને તે માળા છોકરાંને પહેરાવવી કે જેથી ફરી કોઇની નજર લાગશે નહી.

ગર્ભવંતી સ્ત્રીને જલદી પ્રસવ ન થતો હોય તો ઇંદ્રવરાણીનું મુળ અથવા તો ઉટકટાંરી કે જેનું બીજું નામ બ્રહ્મદંડી કહે છે તેનું તુળ તે સ્ત્રીના ચોટલે—અંબોડે બાંધવાથી તત્કાળ પ્રસવ થાય છે. પ્રસવ થાય કે તરત તે મુળીયું છોડી નાંખવું.

કમરની લચકનકે ટચકીઉ જેને થયું હોય તે માણસે ઉંધા સુઇ રહેવું અને કમરપર સાત વાર ઘડાની ઠીકરીઓ એકેક એકેક મુકી હાથમાં સાંબેલું લેઇને પગેથી જન્મેલો માણસ ઓભંગે તો ટચકીઉ મટે છે.

આંખમાં ઝોકો વાગ્યો હોય તેણે તરતજ સાત ડગલાં પાછાં ફરીને થુંકવાથી ઝોકો ઉતરી જાય છે.

આંખની આજણી—જેના ઘરમાં સ્ત્રી, પુરૂષને છોકરો એમ ત્રણ માણસ હોય તેના ઘેર સવારના પ્હોરમાં જઇ બારણું ખખડાવવું એટલે ઘરમાંથી કોઇ પુછશે કે કોણ ? એટલે કહેવું કે હું આંજણી હું મારે ઘેર ને તું તારે ઘેર કહી પોતાના મકાને જતા રહેવું. ભુતીયો તાવ જેને આવતો હોય તેના માથે ભાંગના ઝાડના તુળીયાં પ્રાતઃકાળે કાઢી લાવીને બાંધવાથી તાવ ઉતરી જાય.

આદાશીશી—જે બાજુંનું કપાળ કે ભમર દુખતી હોય તેની સામેની બાજુના નાકના નસકોરાના કાણામાં આગથી

આના ઝાડના પાંદડાં કે તેના ફુલનો રસ પોડવાથી આ-
ધાશીશો ઉતરી જાય છે.

ચોથીઆ તાવ ઉપર—કુમારિ કન્યાએ કંતેલા સુતરે
રવીવારે ઝંઝોટી અથવા મરાઠી ભાષામા જેને અઘાડા કહે
છે તે ઝાડનું મુળ ચોથીઓ નાવ આવતો હોય તેના
હાથે બાંધવું.

જલદી પ્રસવ ન થતો હોય તો—રવિવારે પુષ્પ નક્ષ-
ત્રમાં સ્નાન કરી ઝંઝોટાના મુળ કાડી લાવી તેને ઉંધા ટાંગી
અને જ્યારે કોઇ ગર્ભવંતીને વખતસર પ્રસવ ન થતો હોય
ત્યારે તેના ચોટલે અંબોડે બાંધવાથી તરત પ્રસવ થશે.
પ્રસવ થતાની સાથે ચોટલેથી મુળીયાં છોડી લેવા.
બીજો ઉપાય—તે બાઇને જેનાથી ગર્ભ રહ્યો હોય તે
પુરૂષના પગનો અંગુઠો પાણીમાં ધોઇને તે પાણી પાઇ દે-
વાથી પણ જલદી છુટકો થાય.

ચોથીઆ તાવ ઉપર—રવિવારે ઝંઝોટાનો પાલો લાવી
ગોળમાં વાટી ગોળીઓ કરી રાખવી તે તાવ આવતો હોય
તેને તાવ આવવાના અગાઉ આપવાથી તાવ અટકી જશે.

સળેકમ અને મસ્તક શુળ ઉપર અજમાને ઝીણો
વાટી એક કપડાની નાની પોટલીમાં બાંધી રાત્રે સુતી વ-
ખતે સુંઘવાથી પીડા મટી જશે.

નંદ વાયુ—જે સ્ત્રીને પુરા મહિના થયા પહેલા પ્રસવ

થાય છે તેને નંદ નામનો વાયુથી મસ્તકે ચડે છે તેથી માથુ જડ થાય છે. ફરે છે. દીવો લાવવાથી દેખાતું નથી આંખે અંધારા આવે છે, દાંત કચ કચે કે ચોંટી જાય છે, ધુણવા માંડે છે, તેવા રોગને સારૂ અનંત નામનું કોકણ દેશમાં મોટું ઝાડ થાય છે. તેની ઉત્તર દિશા ભણીનું મળીયું કાઠી ઠંડા-ઉણી પાણીમાં ઘસી આખા મસ્તકે લેપ કરવો અને તાળવા ઉપર ચોળતા રહેવું. અને તે મુળીયાનો એક કકડો અંબોડમાં તાણી બાંધવો. તથા શકિત પ્રમાણે ઠંડા પાણીમાં થોડું મુળીઉં ઘસીને પાવું પથ્ય-કુળીત્થ બાફી તેનું પાણી પાવું ગુણ જણાયા પછી ઘી-ભાત ખાવા આપવા.

પેટમાં વાળ ગયો હોય તો પાકેલું અન્નસ ખાવું એટલે તેનાથી થનારી પીડા દુર થશે. અજીરણ ઉપર સારા પાકેલા અન્નસના નહાના કકડા કરી તે ઉપર મરી અને સીંધવની ભુકી ભભરાવીને ખાવાથી અજીરણ મટે.

વીંછીના ડંખ—ઉપર કાળા અડુરસાના મુળને ઠંડા પાણીમાં ઘસીને ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરી જાય છે.

પક્ષઘાત—સંધિવાયુ અને સોજા ઉપર કાળી અરણીના મુળીયાનું તેલ ચોળવું તથા ખસખસના ડોડાનો સેક કરવો. અનંન વાત કે નંદ વાયુ-સ્રીઓને આ રોગ થાય છે. ઉપર અરીઠાના ફીણનું અંજન કરવાથી મટે છે. પછી તેના આ-

ખોમાં બે ત્રણ દીવસ માંખણ અથવા ઘી ચોપડવું કે આં-
ખોમાં બળતરા બળતી બંધ થઇ જશે,

કોઇ પણ પ્રકારની ગાંઠ થઇ હોય તો કોંકણ અથવા ડુંગરાળ પ્રદેશમાં અળઈનાં ઝાડ થાય છે તેના મુળને ઘસીને લેપ કરવાથી ત્રણ દીવસમાં ગમે તેવી ગાંઠ હશે તો પણ બેસી જશે. ખડક ઉપરનો કોળ કરડયો હોય તો ઝાડ ઉપરના રાજાણીના મુળ શેકીને વાટી તેની બોર જેવડી ગોળી ખાવી તેનો ઉતાર ઘી.

ઉંઘ ન આવે, તો અળશીનુ અને એરંડાનુ તેલ સરખા વજને લેઇ કાંસાની થાળીમાં કાંસાના વાડકા વડે ખરલ કરી આંખમાં આંજી સુવાથી સુખ પુર્વક ઉંઘ આવશે.

કુતરાના ઝેર ઉપર આકડાનુ દુધ, ગોળ અને તેલ એ એકઠા કરી જયા કરડયું હોય ત્યાં લેપ કરવાથી ઝેર ચઢશે નહિ.

**મંત્ર મંત્ર વિદ્યા સમાપ્ત,**



# જાદુના ખેલાડીઓને ઉપયોગી સુચના,

જાહેરાતમાં રમત કરી દેખાડનારા ખેલાડીઓએ એટલું ધ્યાનમાં રાખવું કે પોતે શા શા ખેલો કરી બતાવનાર છે તે અગાડીથી ડંફાસ કે બડાઈ મારવા બોલવું નહી. કારણ કે તેથી ચાલાક જોનારાઓ તમારા ખેલો કરવાની ગુપ્ત ચાવી શોધી કાઢવાને ટાંપતા રહેશે અને તેથી કદાચ તમે પકડાઇ ગયા તો તમારી ફજેતી થશે. વાસ્તે ખેલ કરતા જવું અને તેની ખુબી વખાણતા જવું એ વધારે સારૂ અને રમુજી થઇ પડશે; તેમ પ્રેક્ષકો તમને શાબાશી પણ આપશે.

દરેક ખેલ બબ્બે ત્રણ ત્રણ રીતે થઇ શકે એવી યુક્તિઓ તમે આગળથી ગોઠવી રાખજો કે જેથી કદાપી એક રીતે ખેલ કરતાં નિષ્ફળ જાઓ તો બીજી રીતે પણ તે ખેલ કરી જોનારાઓ અજાયબી પમાડી શકો.

કદાપી કોઇ સારો ખેલ જોનારાઓને વધારે પસંદ પડવાથી તે ફરી ફરીને કરવાનો આગ્રહ કરવામાં આવે તો તે ખેલ પ્રથમની યુકિત કરવા કરતાં બીજીજ યુકિતથી કરવો કે જોનારાઓને વધારે આનંદ થાય.

હાથચાલાકી વાપરીને કરવાના દરેક ખેલોની ખાનગીમાં ઘણીવાર પ્રેકટીશ કરવી અને જ્યારે તે તમારાથી બરાબર થઇ શકે ત્યારેજ તે ખેલો જાહેરમાં બતાવવાની

બરાબર થઇ શકે ત્યારેજ તે ખેલો જાહેરમાં બતાવવાની હિમ્મત કરજો. છોકરવાદીથી ઉતાવળ કરી બહાર પડતાં માનને બદલે અપમાન મળશે; તેમ આ વિદ્યાની હાંસી થશે.

ખેલ કરતાં પહેલાં દરેક પ્રકારની એકટીંગ એટલે હાવભાવ કરતાં શીખવું જોઈએ, તેમ રમુજી ભાષણ કરવાની છટા પણ રાખવી જોઈએ કે જેને લીધે તમારી છાની હીલચાલો તરફ જોનારાઓનું લક્ષણ ખેંચાય નહીં. તેમ આ કામ તમે અમુક મહાત્માની લાકડીવડે કે કોઇ ગેબી દૈવી શકિતના બળવડે કરો છો એવાં ખોટાં બણગા નહીં ફુંકતાં જોનારાઓને ખુલ્લે ખુલ્લું જણાવજો કે આ ફક્ત એક પ્રકારની ચાલાકીનુંજ કામ છે. કોઇ માતા, મેલડી કે પીર પેગંબરની મદદ નથી, પણ બુદ્ધિ બળ ને કળથીજ આવા હેરત ભર્યાં દેખાવો દેખાડી શકાય છે. તમારા આવા સાચા અભિપ્રાયથી જોનારાઓમાં તમારૂં ઘણું માન વધશે.

## પાંજરામાંના પક્ષીઓને મુએલાં દેખાડી પાછાં જીવતાં બનાવવાની રીત.

જ્યારે ખેલાડીઓ બે ત્રણ સુંદર પક્ષીઓ ધરાવનારૂં એક શોભીતું પાંજરૂં લાવીને તમાશગીરો હજુર મેલે છે, અને બોલે છે કે "જુઓ આ શોભીતું પાંજરૂં અને જુઓ

તે માંહેલાં આ રંગીન—ખુબસુરત—દીલપઝીર—અને મીઠા-સભર્યા ગવૈયાઓ; જુઓ તેમની ગાવાની ખુબી—જુઓ તેમના નાચનો :લેહેકો, અને જુવો તેમનો એક બીજા સાથનો સંપ અને સલાહ હમણાં તો એ સઘળાં જીવતાં—ઉડતાં—અને કુદતાં છે, પણ માહરી મરજી નથી કે હું એઓને વધારે વાર આ ફાની દુનીઆમાં હસ્તી ભોગવવા દઉં. કેમકે એઓના રાગની અને ગાયનની મને અદેખાઇ આવે છે, અને તેથી હવે એ સઘળાંનો અંત લાવી મારો પોતાનો રાગ અને ગાયન સંભળાવવાનો હું ઠરાવજ કરી અને ગાયન સંભળાવવાનો હું ઠરાવજ કરી આવ્યો છું, અને તે મારો ઠરાવ હું પાર પાડું છું." એટલું બોલી તે પેલા પીંજરા સામે ધસ્યો જાય છે અને તેનું બારણું ઉઘાડી પોતાનો હાથ અંદર નાંખી પેલાં પક્ષી-ઓને ડોકી મરડીને મારી નાંખે છે. તે પક્ષીઓની ગુંગળાતી ચીસો વીગેરે તમાશગીરોને કાને પડે છે, અને થોડીજ વારમાં તેઓ પેલું પીંજરૂં પોતાની નજર સામે પકડાએલું અને પેલાં ત્રણ પક્ષીઓની લોથો તેમાં પડેલી જોઇને અતીશય કમકમે છે. તેઓનો એવો કમકમાટ જોઇ પેલો ખેલાડી હસે છે અને પાછો તેઓને દીલાસો આપવા કહે છે કે "તમોને ખુશી રાખવા હું પાછાં એઓને જીવતાં કરીશ, તમોએ ના ઉમેદ થવું નહીં." એમ બોલી તે પાછો પીંજરાં સામે ઉભો રહી તેની અંદર પોતાનો હાથ

નાંખે છે, અને થોડીવારમાં પાછું પીંજરૂ દેખાડે છે તો તેમાં પેલાં પક્ષીઓ આગળનીજ માફક નાચતાં અને કુદતાં નજરે પડે છે !

ખુલાસો—આ સુંદર ખેલ કરી બતાવવો ઘણો મુશ્કેલ નથી. તમો કદાચ એમ વીચારશો કે તે પક્ષીઓને કાંઇ દવા સુંઘાડી થોડોવાર બેશુદ્ધ કર્યાં હશે, પણ તેમ નથી. પીંજરાને બે તળીયાં હતાં. ઉપરનું તળીયું એવી રીતે ગોઠવ્યું હતું કે એક બાજુથી દાબતાંજ તેની બાજુ ઉલટાઇ જાય એટલે નીચેનું પડ ઉપર આવે અને ઉપરનું નીચે જાય. હવે એ નીચેના પડ અથવા બાજુ ઉપર પેલાં જીવતાં પક્ષીઓને આબેહુબ મળતાં આવતાં બીજાં બનાવટનાં પક્ષીઓ મુએલાં આકારમાં મજબુત વળગાવી રાખ્યાં હતાં.એટલે એમ હતું કે પોતાનો હાથ અંદર નાંખી જેવો તે પેલું ઉપરનું તળીયું એક બાજુથી દાબે કે તે ઉલટાઇ જાય, અને પેલાં બીજાં પડ ઉપર પેલાં બનાવટી પક્ષીઓ વળગાવી રાખ્યાં હતાં તે ઉપર આવી જાય, હવે પેલાં જીવતાં પક્ષીઓ ઉડાવ્યાં તે એમ, કે જેવું પેલું ઉપરનું તળીયું ફરવા માંડયું કે તેનો જે ગાળો થયો તે ગાળા વાટે પેલાં. જીવતાં પક્ષીઓને અંદર શેરવી દઇને પેલાં ઉપરનાં અને નીચેનાં બે તળીયાંઓ વચ્ચે જે જગ્યા પોકલ રહેતી હતી તેમાં છુપાવી દીધાં. એમ કરતી વખતે

તે આડો ઉભેલો હોવાથી તેના હાથની હીલચાલો કોઇ જોઈ શકયું નહિં.

## ટોપીમાં ફુલનો વેલો ઉગાડવો.

કેટલાક ખેલાડી તમાસગીરોમાંના કોઈ એકની ટોપી લઇ તેવડે તરેહવાર નવાઇ જેવા ખેલો કરી દેખાડયા બાદ તે તેને પાછી આપતી વેળા અચકી જાય છે અને બોલે છે કે "સબુર—સબુર, આ ટોપીનો ઘાટ એક ફુલનાં કુંડાને એટલો બધો તો મળતો આવે છે કે એની માંહે હમણાંને હમણાં એક નાનું ઝાડ ઉગાડી દેવાનું મારૂં મન થયા વિના રહેતું નથી." એમ બોલી તે પેલી ટોપીને, ઉપર આગમજથી બાંધી રાખેલી બે દોરીવડે બાંધીને ટાંગે છે, અને પછી પોતાની જાદુઇ લાકડી ફેરવતો ફેરવતો બોલે છે કે " જુઓ કેવું ધીમે ધીમે એક સુંદર ઝાડ ખુબસુરત ફુલોથી ભરેલું ઉગવા માંડે છે ! વાહ, શું એના પાંદડાનો રંગ છે ! વાહ, કેવાં એનાં ખીલેલાં ફુલો છે. અને કેવો તેમાંથી નીકળતો મધુર લપટભર્યો વાસ છે !" અને ખરેખર તેના કહ્યા મુજબજ સઘળું થતું તમાસગીરો તાજુબ થઇને જુવે છે.

ખુલાસો—પેલી ટોપી, ઇંગ્રેજો જે ઉંડી ટોપી પહેરે છે તેને મળતી હતી. ખેલાડીએ એ ટોપીનેજ મળતા ઘાટની એક પત્રાંની ટોપી બનાવી રાખી હતી, અને તેનાં

બનાવેલાં બેવડા તળીયાંની વચ્ચેની પોકળ જગ્યામાં એક મોટા બુચમાં ખોસી રાખેલો ઝાડનો એક રોપો સંતાડી રાખ્યો હતો, અને તેની ઉપર ફુલો પણ વળગાવીજ રાખ્યાં હતા. પેલી ટોપી ટાંગતી વેળા તેને પેલી પત્રાની ટોપી તેની માંહે સેરવી દેવાની ઝડપ વાપરી હતી, અને તેજ વેળાએ તેનું ઉપરનું તળીયું પણ કહાડી લીધું અથવા ઉઘાડી નાંખ્યું હતું. હવે જે બે દોરીઓ વડે પેલી ટોપીને ટાંગી હતી તે તો રેશમમાં ગુંથી લીધેલી બે રબરની નળીઓ હતી, અને ટોપી ટાંગતી વેલાએ ખેલાડીએ એટલી ચોકસાઇ રાખી હતી કે તે બેઉ નળીના નીચેના છેડાઓ પેલી ટોપીની અંદર દાખલ થયેલા રહે નળીઓના ઉપરના છેડાઓનો પાણીના સાથે સંબંધ રાખેલો હતો. ખેલાડી તરફથી છુપી ઇસારત થતાંજ ઉપર બેઠેલો એક માણસ પેલા નળો ઉઘાડી માંહે પાણી વહેતું કરતો હતો, અને તે પાણી પેલી પત્રાંની ટોપીમાં પડતાંજ તેના જોરે માંહે મુકેલા બુચ પેલા રોપો સાથેજ ઉપર ઉચકાતો હતો, અને તેથી જાણે ટોપીમાં રોપો ઉગતો હોય એવો દેખાવ થતો હતો. ખુશબો જે નીકળતી હતી તે ફુલો નહીં પણ પેલાં પાણીની હતી, કેમકે તે આગળથીજ ખુશબોદાર બનાવી રાખ્યું હતું બુચ પાણી ઉપર તરતો રહેતો હોવાથી ખેલાડી આ ચાલાકીભર્યો ખેલ કરવાને શકિતવાન થયો હતો

# ટોપીમાં આરપાર આંગળી ખોસવી.

ખેલ—જોનારાઓમાંના કોઇ એકની ટોપી લેઇને તેની સાથે તરેહવાર હેરતભરેલી રમતો કીધા બાદ, તે તેને પાછી આપવા જતાં ખેલાડી દિલગીરીનું ડોળ ઘાલે છે, અને બોલે છે કે " અફસોસ ! રમતો દેખાંડતાં, મહારી બેદરકારીથી આ ટોપીનાં મથાળાંમાં એટલું તો મોહું એક કાણું પડયું છે કે તેમાંથી આ મહારી બીજી આંગળી આરપાર જઇ શકે છે, " એમ બોલી તે બરાબર પોતાનો હાથ ટોપી અંદર નાંખી પોતાની બીજી આંગળી આરપાર બહાર કહાડી દેખાડે છે, અને તેને એમથી તેમ રમુજી રીતે હીલવી તરેહવાર બોલીને અને મ્હોડાના ચાળા કરીને, તમાસગીરોને અતિ ઘણી રમુજી આપે છે, અને પેલા બાપડા ટોપીના ધણીને બળાપામાં નાંખે છે. થોડીવાર એમ મશ્કરીઓ તે બોલે છે કે ' ભાઇ એમ બળ્યા: બળ્યા ના થઇ રહો ! તમારી ટોપી જો મહારે હાથે બગડી છે તો તે મહારેજ હાથે પાછી પળવારમાં આખી થશે. " એમ બોલતો બોલતો તે પેલા ધણી ભણી આવે છે, અને તેના હાથમાં તેની ટોપી મુકીને પાછો ચાલતી પકડે છે પેલો બાપડો તો એમજ જાણે છે કે ખેલાડીએ તો તેની ફકત મશ્કરી કીધી છે અને દિલગીર ચહેરે પેલું મોહું કાંણું જે તેની ટોપીમાં પડયું છે તે જોવા જાય છે, તો કંઈબી મળે નહીં. ટોપી તો જેવી હતી તેવીજ આખી

ને આખી તેની અને આસપાસનાઓની અજાયબીનો એથી શું પાર ?

ખુલાસો—જે આંગળી ખેલાડીએ દેખાડી હશે તે માત્ર રબરની બનાવેલી હતી, અને તે પોકળ હોવાથી તેને દાબીને હવા બહાર કહાડીને જેવી ટોપીની બહારની સપાટી ઉપર વળગાવી દીધી તેવીજ તે બહારની હવાના દબાણથી અને માંહે કાંઇ હવા નહીં હોવાને લીધે ઉપર જ દબાઈ બેઠી હતી. ખેલાડી પોતાનો હાથ અંદર નાંખીને ટોપી હીલવતો એટલે બહારની રબરની આંગળી પણ હાલ્યા વગર રહેતી નહીં. કહાડતી વેળા તેને જરાક કોર આગળથી અળગી કીધી એટલે તે તુરતજ ખેલાડીની હથેળીમાં પડીને છુપાઇ ગઇ અને ટોપી તેના ધણીના હાથમાં તેની અસલ હાલતમાંજ પાછી ફરી હતી.

## કાગલની દાભડીમાંથી ધુમાડાનાં ગુછડાં કાહાડવાની રીત.

ખુલાશો—છ રમવાનાં પાનાઓ લ્યો, અને તે દરેકને તેમની ઉપરની કોરોપરથી અરધા ઇંચ જેટલાં વાળો; અને એ વાળેલા છેડાઓ જો બરોબર એકએકને જોડીને બેસાડશો તો એક નાહની દાબડી તૈયાર થશે. હવે એના એક બાજુનાં પાનાંની વચોવચ એક ગોળ કાણું પાડો.

એ કાણા વાટે એ દાબડીમાં તંબાકુનો ધુમાડો ભરો અને તે બરાબર ભરાઇ રહ્યા પછી, જે પાનાં ઉપર કાણું પાડયું હોય તેની પાછળના અથવા બીજી બાજુનાં પાનાં-ની વચમાં થોડે થોડે વારે તમારી આંગળી ઠોકો, એટલે પેલાં બાકોરામાંથી તમારી આંગળીનાં એકેક ઠપકારાઓ ધુ-માડાનો એકેક ગોટો બહાર નીકળશે, અને તે ઘણું જોવા લાયક રમુજી થઈ પડશે.

## દુરથી બીડીપીને તેનો ધુમાડો એક બંધ વાસણમાં પ્રવેશ કરવાની રીત.

ઘણાખરા ખેલાડી સ્ટેજ ઉપર એક કાચનુ વાસણ તેની ઉપર બંધ બેસતાં એક ઢાંકણાં સાથે લાવી મેલે છે, અને બોલે છે કે " આગલા વખતમાં લોકોમાં એવો વી-ચાર ચાલતો હતો કે તંબાકુની બીડીનો ધુમાડો ગમે એવી બંદોબસ્ત રાખેલી ચીજમાં અથવા વાસણમાં ભરાવા વગર રહેતો નથી. એ વીચારને હમણાના લોકો હશી કહાડે છે અને એમ બનવું તદનજ બેહુદું અને મુશકેલ ગણે છે; પણ હું એટલી શકતી ધરાવું છું કે તે તેઓનો આગલો વીચાર હાલ ખરો પાડી દેખાડું, અને એક બનાવ જે નહીં બનાવ સરખો તમો ધારો છો તેને હું બનાવી બતલાવું. જુઓ આ કાચનું વાસણ અને જુઓ તે ઉપરનું આ એક બંધ બેસતું ઢાંકણું." એમ બોલતો તે પેલું વાસણ તપા-

સગીરોને તપાસવા માટે આપે છે. તેઓ તપાસી જુએ છે તોતે વાસણમાં કાંઇ પણ ફાટફુટ જણાતી નથી. તે દેખ-ડયા પછી, ખેલાડી તેને એક ટેબલ ઉપર મુકે છે. અને તમાસગીરોમાંથી કોઇ એકને બોલાવીને તેની પાસે પેલું ઢાંકણ ઝલાવી રખાવે છે અને તેને કહે છે કે " હું ત્યાં દુર ઉભો રહીને આ ત્રંબાકુની બીડી પીવાવું જેવો શરૂ કરૂં તેવાજ તમો ઢાંકણું વાસણ ઉપર ઢાંકી દેજો એટલે થોડાજ વખતમાં માહરી બીડીનો ધુમાડો એ બંધ વાસ-ણમાં પ્રવેશ થઈને જેમ તમારી તેમજ સઘળા તમાશગી-રોની નજરે પડસે. " એમ કહિ તે દુર ઉભો રેહે છે, અને જેવો તે બીડી, પીવાની શરૂ કરે છે, તેવોજ પેલો માણસ પહેલું ઢાંકણું ઢાંકી દે તે છતાં સઘળાંઓની બેહદ અજાયબી વચે બંધ વાસણમાં ધુમાડો ઉત્પન્ન થતો જણાય છે ખે-લાડી વળી બોલે છે કે " સાહેબો એ કાંઈ તમારી આંખને ખોટો ધુમાડા જેવો દેખાવ દેખાય છે એમ નથી, તેની સચાઇની સાબેતી આપવા જુઓ હું આ ઢાંકણું ઉઘાડું છું. " એમ બોલી તે પેલું ઢાંકણું ઉચકે છે એટલે તુરતજ તેમાંથી ખરે ખરો ધુમાડો બાહેર નીકળતો સઘળાંઓની નજરે પડે છે અને જોનારાઓ સઘળા અતી ઘણા હેરત થાય છે.

ખુલાસો—જે વાસણમાં તમોએ અખતરો કરવાનો

હોય તેમાં 'આલકલી નામની દવાનાં થોડાંએક ટીપાંઓ નાંખીને ચોળી રાખજો; એ પછી તેનાં ઢાંકણાંને એજ મુજબ કલોરીડીક એશીડ નામની ઈંગ્રેજી દવા લગાડી રાખજો. વાસણ ઉપર ઢાંકણુ ઢંકાયાથી જ્યારે એ બેઉ મેવવણીઓ એક એકને આવી મળે છે ત્યારે ઘાડો ધુમાડો ઉત્પન્ન થાય છે કે જે ધુમાડો તંબાકુના ધુમાડાને મળતો આવે છે. એટલું યાદ રાખવું કે જે ઘડીએ અગત્ય જણાય તેજ ઘડીએ ઢાંકણું ઢાકવું, કેમકે તે ઢંકાયા પછી ધુમાડો ઉપજવાને એક ઘડીનો પણ વીલંબ લાગતો નથી, અને તેથી જો તમારા ધારેલા વખતની આગમજ તેમ થશે તો તમારી સઘળી કળા ઉઘાડી પડી જશે.

## વાસેલું તાળું પોતાની મેળેજ ઉઘડી જાય.

ખેલ એક ખાસ જુદી રીતની બનાવટનું તાળું લઈને ખેલાડી દાખલ થાય છે, અને બોલે છે કે “ સાહેબો આગલા તેમજ હાલના જમાના મા પણ ઘણા એક પુરૂષો જેઓને તમે વેહેમી તરીખે ગણો છો તેઓનો એવો વિચાર છે કે જેની પાસે એક જાદુઇ કુંચી હોય છે તે તેની મદદથી કોઇના ગમે તેવા અને કોઇપણ તરેહનાં તાળાઓ ઉઘાડવાને શકિતમાન થાય છે એવા તેઓના વિચારને તમો હસી કહાડો છો, પણ તમો જાનીને અજાયબ થશો કે તેવી કુંચી મારે હાથ આવી છે, અને તેજ મદદથી હાલનો

અજાયબ ખેલ તમો હજુર કરી દેખાડવાને હું આવ્યો છું જુઓ આ તાળું અને કળ દઈને હવે બંધ કરૂં છું. તમો મધેનો કોઈપણ ગ્રહસ્થ આવીને તપાસી જાય તો સારૂં. કે એ બરોબર બંધ થયું છે કે નહીં. હવે એ તાંળાનું કદ, અને તેનો આકાર આ કાગળ ઉપર દોરી લેઉં છું, એ પછી ફરિથી એકવાર એ તાલું બંધ છે કે નહીં તે તપાસી હું તેની કુંચી સહીત આ ડાહ્યયા ગ્રહસ્થના હાથમાં આપીશ. અને પછી મારી પાસેની જાદુઇ કુંચી જેવી એ આ કાગળ ઉપર કોરેલા આકાર ઉપર ફેરવીશ તેવુંજ હું ભાઇના હાથમાનું તાળું પોતાની મેળે ઉઘડી જશે." એટલું બોલી તે ખેલાડી પેલાં તાળાનો આકાર એક કાગળ ઉપર ઉતારી લે છે, અને પછી તે બરાબર બંધ છે કે નહિં તે ફરી એક વાર પોતાને હાથે તપાસી, તે તેની કુંચી સહિત પેલા પારકા ધણીના હાથમાં આપે છે. પછી તે પેલા કાગળ ઉપર પાડેલા તાળા ઉપર કુંચી ફેરવાંને જેવો "ઉઘડ સીસમ કરી બોલે છે તેવુંજ પેલા શખસનાં હાથમાંનું તાળું ઉઘડી જાય છે !

ખુલાસો—તાળાને કળ તો પેલા ખેલાડીએ બરોબર અને ખરેખરી દીધી હતી. પણ તે તાળામાં એક એવી કરામત કરી હતી કે એક મજબુત કમાન પોતાના જોરથી પેલી દીધેલી કળને પાછી સેરવી નાંખતી હતી. અને તેથી

તાળુ ઉઘડી જતું હતું, એ મજબુત કમાન પોતાનું જોર, જ્યાંસુધી તે તાળાની બાહેર રાખેલી એક અણદીઠ ચાંપ દબાય નહીં, ત્યાં સુધી ઠરતી નહોતી તો પેહેલી વખત તે તાળું પેલા શખસના હાથમાં આપ્યું ત્યારે પેલી ચાંપ દબાયલી નહિં હોવાથી તાલું ઉઘડી જતું નથી. પણ ખેલાડી તે તાળુ ફરીથી તપાસવાને બ્હાને જ્યારે બીજીવાર તે હાથમાં લે છે ત્યારે પેલી ચાંપ દાબીને તે પાછુ તેના હાથમાં આપે છે. એટલે એ કમાન પોતાનું જોર એકદમ કરે એવી રાખેલી હોતી નથી, ચાંપ દબાયા પછી થોડો વાર રહિનેજ તેનું બળ લાગુ પડે છે. અને તેટલો વખત પેલા ખેલાડીના ધ્યાનમાં બરોબર હોવાથી તે ગાળો કાહાડવા માટે તે કાંઇક ટાહેલાં ચલાવે છે, એને એટલામાં પેલી પોતાની કુંચી ફેરવે છે કે તેની કુંચીનું ફરવું અને પેલી કમાનના જોરથી પેલા તાળાનું ઉઘડવું બરોબર એકજ વખતે થાય છે.

## ત્રણ મીનીટમાં ચીત્ર પાડી દેખાડવાની રીત.

ખેલ—ચીતારાઓ જે રિતથી સાલો ઉપર ચિત્રો દોરે છે અને રંગે છે તેવી બેત્રણ સાલો ખેલાડી સ્ટેજ ઉપર લાવી મુકે છે. અને પછી કહે છે કે આ સાલો ઉપર વળગાવેલાં કાગળ ઉપર તમો સાહેબો જેની મને કહો તેની છબી હું બેથી ત્રણ મીનિટમાં દોરી આપવાની શકિત

ધરાવું છું. અને વળી તે એવી શરતે કે એક વખત મારો તેનાપર મુકેલો હાથ ઉચકવો નહિં, અને આ વાજીંત્રના અવાજ મુજબજ મારા હાથની હીલચાલ મારે કરતા રહેવું. બોલો, કહો તો આપણા મહારાજા કહોતો ઈંગલાંડનો વડો પ્રધાન, કહોતો નેપોલિઅન બોનાપાર્ટ, કહોતો ઈરાનનો શાહ અને કહોતો રૂસીઆનો ઝાર ચિતરી આપું." આ સાંભળી તાજુબ થએલા તમાશગીરો તરેહવાર નામો દેવા મંડી જાય છે. અને છેવટે તેઓમાંથી કાંઇ ચોકસ બે ત્રણ પુરૂષોને પસંદ કરી તેમની છબીઓ જુદી જુદી શાલો ઉપર પોતે કહેલાં વખતે અને કબુલી રીતેજ તૈયાર કરિ આપે છે.

ખુલાસો—તમાસગીરો એમાં કાંઇ જાદુ જેવું તો માનતા નથી પણ એમજ માને છે કે ચિતારાની હુન્નરની તે ખેલાડીમાં કુદરતે અજાયબ જેવી શકિત મુકી છે, અને તેના જોરથી તે આટલા ટુંક વખતમાં આપણે કહીએ છીએ તેની છબી દોરી આપી શકે છે,

પણ એમ કાંઇ નથી. તેનામાં એ હુનરની કુદરતી બુદ્ધિ નથી પણ એક સરસ તદબીર તેને આવડે છે, કોઇપણ રંગના કાગળ ઉપર કોઇ ચોકકસ મહાન પુરૂષની છબી તે આગમચથી કાળી પેનશીલ દોરી અથવા દોરાવી રાખે છે, અને પછી તે કાળી લીટીઓપર પેલા કાગળના રંગને

મળતાજ રંગની ભુકી ભભરાવીને તેઓને અણદીઠ કરે છે એ મુજબ જુદાજુદા પુરૂષોની બે ત્રણ સાલો તે તૈયાર કરી રાખે છે. હવે તખ્તા ઉપર જે તે કરે છે એટલુંજ કે પોતાની પેનસીલની સાથે એક ઝીણી પીછી પકડી રાખે છે, અને પેનસીલવડે છબી દોરવાને બદલે તે પેલી પીછીવડે પેલી રંગીન ભુકી જે છાંટેલી હોય તે શાફ કરી નાંખે છે એટલે પેલી છબી ખુલ્લે ખુલ્લી દેખાતી થાય છે તમાસગીરો તો ઘણા પુરૂષોના નામો બોલી જાય છે પણ સાલો તેની પાસે ફકત ત્રણ છે એટલે તે સઘળાના મોંમાંથી પેલા આગમચથી દોરી રાખેલા પુરૂષોનીજ છબી ચીતારી દેખાડવાની પોતાની મરજી દેખાડવાને કાંઇ મુશકેલી પડતી નથી.

## વીંટીઓ છુપાવનારો જાદુઇ થાંભલો.

ખેલ—યુરોપીઅન ખેલાડી તમાસગીરો પાસેથી ત્રણ ચાર વીંટીઓ અને એક બાનુ પાસેથી તેણીના હાથમાંનું એક મોજું માગી લે છે. એટલું લીધા બાદ તે સ્ટેજ ઉપર પાછો જાય છે અને તે સઘળાંને એક બંદુકમાં ભરે છે તેનો માણસ નિશાન તાકવા માટે તખ્તા ઉપર એક લોખંડનો નહાનો થાંભલો લાવી મુકે છે અને તે થાંભલાની ઉપર સોનાનો એક દડો ગોઠવેલો નજરે પડે છે. નિશાન તાકવાને પેલો થાંભલો ગોઠવાયા પછી ખેલાડી પેલી બંદુક ઉપાડે

છે અને કહે છે કે " આ બંદુક ફોડીશ એટલે તેની ગોળીના જોરથી એ દડાનાં બે ભાગ થશે અને તેમાં એ મોજું ઉભું રહેલું અને તેની ઉપર એ તમારી વીંટીઓ પરોવાઇ રહેલી તમે જાશો. " એક ધડાકા સાથે બંદુક ફુટે છે અને તેનો ધુમાડો વેરાઈ રહયા પછી પેલો સુનાનો દડો બે ભાગમાં ઉઘડી ગએલો અને તેની વચમાં પેલું મોજું ટટાર ઉભેલું અને તેનાં આંગળાઓમાં પેલી વીંટીઓ પરોવાઇ રહેલી જોઇ તમાસગીરો તાજુબ થઇ જાય છે.

ખુલાસો—સ્ટેજની નીચે આગમચથી એક નળી ગોઠવેલી હોય છે અને તેનો એક છેડો તખ્તાની સપાટીની સ્હેજ ઉપર કહાડેલો હોય છે. પેલા થાંભલાની વચમાં પણ એક પોકળ નળી હોય છે અને તે એવી રીતે તખ્તા ઉપર ગોઠલવામાં આવે છે કે તેની નળી તખ્તાની નીચેની નળી સાથે જોડાઇ જાય છે ખેલાડી જે મોજું અને જે વીટીંઓ તમાસગીરો પાસેથી લાવે છે તે તે છાની રીતે ચાલાકીથી અંદર ફેંકી દે છે, અને તેનો માણુસ વીંટીઓને તે મોજામાં ઘાલીને તે મોજુ પેલી નળી ઉપર બાંધી લઈ પેલો દંડો બંધ કરે છે, અને એમ તે થાંભલો તૈયાર કરી લાવી તેને ઉપર જણાવ્યા મુજબ ગોઠવે છે. પેલા દડાને બંધ રાખનારી ઠેશીને એક બારીક દોરાવડે બાંધી તે દોરી અંદર એક માણુસ પકડી રાખે છે. જેવી બંદુક ફુટે છે.

તેવીજ પેલી દોરી ખેંચવાથી ઠેશી ખસી જાય છે તેથી પેલો ઢંકો ઉઘડે છે, અને તેજ લેળા તખ્તા નીચે છુપાએલો માણસ એક ધમણ દાબે છે તેની હવાના જોરે પેલું મોજું ફુલીને ઉભું થઇ જાય છે અને તેથી તે જાણે એક હાથમાંજ પરોવાઇ રહ્યું હોય એવો દેખાવ લાગે છે, ખેલાડીએ જે વીંટીંઓ અને મોજું બંદુકમાં ભર્યું હતું તે સઘળું તેને પોતા પાસે જુદું છુપાવેલું કહાડયું હતું

## પ્યાલામાં વીંટી ગેબ કરી ટોપીમાં મોકલવી.

હાકો ખેલાડી તમાસગીરોમાંના કોઇ એક પાસેથી એક વીંટી લે છે અને તે વીંટીને એક રૂમાલવડે ઢાંકીને એક કોઈ ત્રાહીત આદમીને બોલાવીને તેની પાસે તે પકડાવે છે. અને જેવો પોતે એક, બે અને ત્રણ બોલે કે તુરત તે વીંટી અને રૂમાલ છોડી દેવાને તેને કહી મુકે છે. એમ કહીને તે તમાસગીરોને જણાવે છે કે "એ વીંટીને જેવીં આ ગ્રહસ્થ છોડશે કે તુરત તેનો પ્યાલામાં પડવાનો અવાજ તમો સાંભળશો અને તેપરથી તમો જાણશો કે વીંટી પ્યાલામાં [illegible], પણ તેને થોડીજ વારમાં હું દુર ઉભો રહીને, આ ટોપી જો હું આ ટેબલ નીચે મુકું છું તેમાં મોકલી આપી શકીશ અને પ્યાલું તમો ખાલી પડેલું જોશો.." એટલું કહ્યા પછી તે પોતાની જાદુઈ લાકડી ફેરવી જેવો એક બે અને ત્રણ બોલે તેવોજ પેલો શખસ

પોતે પકડી રાખેલી વીંટી છોડે છે એટલે તે તુરતજ જ-ઇને નીચે મુકેલાં એક પ્યાલામાં અથડાઇને પડે છે. થોડી-વાર રહી ખેલાડી પેલો રૂમાલ ઉઘાડી નાંખે છે તો માંહે વીંટી દેખાતી નથી અને ટેબલ નીચે મુકેલી ટોપીમાં પ-ડેલી સઘળાની નજરે પડે છે.

ખુલાસો—પેલા રૂમાલની વચ્ચો વચ્ચમાં ખેલાડીએ એક દોરાનો ટુકડો ટાંકયો હતો અને તે દોરાને બીજે છેડે એક વીંટી તેણે પોતાનાજ હાથમાં સંતાડી રાખી હતી, અને પેલી રૂમાલ સાથે ટાંગેલી વીંટી તેજ રૂમાલવડે ઢંકા-યલી રાખીને પેલા સખસના હાથમાં પકડાવી હતી. ખરી વીંટી તેણે પેલી ટોપી ટેબલ નીચે મુકતી વેળા તેમાં સે-રવી દીધી હતી. પ્યાલામાં જે વીંટી પડવાનો અવાજ થયો તે પેલી રૂમાલવાલી ખોટી વીંટીનો હતો અને તે પ્યાલામાં છે તે બાબેની તમાસગીરોની પુર ખાત્રી પેલું પ્યાલું હીલવીને કીધા બાદ જેવો પેલે રૂમાલ ઉચકી લીધો કે તેવીજ પેલી વીંટી પણ ઉચકાઇ આવી; પેલું પ્યાલું તદન ખાલી જણાયું, અને પ્યાલામાં અવાજ સાથે પડેલી વીંટી ટોપીમા જઇ પડેલી વગર શકે જણાઇ.

## પાણીમાં બલતુ.

એક ગ્લાસ ભરી પાણી લેઇ અને એક નહાનો કટકો કપુરનો મુકો; હવે એ કપુરને સળગાવસો તો તે ઘણી

વાર પાણી ઉપર બળ્યા કરશે, અને તેમાંથી સફેદ સુંદર ધુમાડો નીકળશે, અથવા પાણીમાં કપુર તથા ટરપીટનનું તેલ તથા 'સલફ્યુરીક એશીડ' અને એવીજ બીજી ઘણી એક જાતની સળગી ઉઠનારી દવાઓ નાખીને સલગાવશો તો તે જગો ઉપર બલતાંના મોટાં ભડકાં દેખાશે.

# ગંજીપાના ખેલો.

## પાનાની પીઠ જોઇને પાનું કહેવાનો ખેલ.

એક પાનાનો કાર્ડ લેઇ અને તેને સાત અને આઠ પાનાંઓની જૂદી જુદી ઢગલીઓમાં વેહેંચી નાંખો અને પછી તેમાંની કોઇપણ એક ઢગલી તરફ આંગળી કરીને બોલો કે એની ઉપરના સાત પાના જોયા પછી એનું આ ઠમું પાનું શું છે તે હું કહી આપવાને શકતીવાન થયો છું. જો એમ કરી દેખાડવાનું બીજો કોઇ તમારો મીત્ર માંથે ના લે તો તે સઘળાં પાનાં પાછા હાથમાં લેઇ, અને તમે ચીપવા માંડો પણ ચીપવાનુ શરૂ કરો તે આગમજ છેક તળીઆનું પાનુ કીયું છે તે જોઇ રાખો, અને પછી પાનાં એવી સીફતથી ચીપવા માંડો કે તે તળીઆનુ પાનુ ઉપર આવી જાય. તે આવે કે પછી વળી તેવીજ સીફત

વાપરીને તેની ઉપર છ કે સાત પાનાઓ આવી જાય તેમ કરજો, પણ બરોબર યાદ રાખજો કે ઉપર કેટલા પાનાં મુકયા છે, કારણકે ખેલમાં ખાસ જરૂર તેનીજ છે.

હવે ઢગલીઓ જુદી પાડવા માંડો અને ઉપરની ઢગલી સંભાળથી ગણીને મુકો, એટલે કે જો પેલા તમારા જોયેલાં પાના ઊપર તમે સાત પાનાં ગોઠવ્યાં હોય તો તેના ઢગલી બધાં મળીને આઠ પાનાની કરજો કે તેથી પેલું જોઇ રાખેલુંજ પાનુ સૌથી છેલ્લુ આવી શકે. બીજી ઢગલીઓ છ—સાત અથવા આઠ ગમે એટલાં પાનાંની ગોઠવશો તો અડચણ થવાની નથી, હવે પહેલી ઢગલી ઉપરથી ઉપાડીને જોવા માંડો, અને તે વખતે એટલુ ધ્યાન આપવાનાં ઢોંગ કરજો કે તેથી તમારા મીત્રો એમજ સમજે કે તે પાનાઓની ગણત્રી ઉપરથી તમે ખુલ્લુ પાનુ શું છે તે જાણવાને શકતીવાન થાઓ છો. એ પ્રમાણે ઉપરના સઘળાં સાત પાનાં ઉપાડયાં એટલે પછી થોડીવાર વીચાર કરીને બોલજો કે આ પાનુ, મેં કરેલી ગણત્રી મુજબ તો, લાલના ગુલામનુ આવવું જોઇએ, એટલુ કહી પાનુ ખુલ્લું કરજો એટલે અલબતાં તે તમે જોઈ રાખેલો લાલનો ગુલામજ નીકલશે.

## વીસ પાનામાંથી ધારેલું પાનુ પારખવાનો ખેલ.

વીસ પાનાં ખુલ્લા કરીને મુકો અને પછી કહો કે

આમાંથી તમે જે પાનું ધારો તે પારખી આપવાને તૈયાર છું.

એમ કરવા માટે પહેલાં તો સઘળાં પાનાં તેના હાથ માં આપો અને તેમાંથી કોઇપણ એક પાનું ધારી રાખવા તેને કહો તે મુજબ તે કરી રહ્યો એટલે તે સઘળાં પાછાં લઈને તેમને ચાર—ચાર પાનાની પાંચ હારમાં પાથરીને મુકો. હવે તેને પુછો કે—તમારૂં ધારેલું પાનું આ ન્હારા-માંથી કોઈ એક ઉભી હારમાં (એટલે કે પાંચ પાનાંવાળી હારમાં) છે તે મને કહો. તે કહેકે ફલાણી હારમાં તો પછી હારની ઉપરનું શું છે તે ઝડપમાં જોઇને યાદ રાખો. એ પછી તે સઘળાં પાનાં પાછા નીચેની હારમાં છેલ્લા પાનાથી એકેક પછી એકઠાં કરવા માંડો અને એકઠાં કીધા પછી પાછાં ઉપરની હારથી આગળની માફકજ ચાર ચાર પાના-થી પાંચ હારોમાં (એટલે કે ચાર પાનાવાળી કઈ હારમાં) છે તે મને કહો એટલે તેમાંથી તમારૂં ખરૂં પાનું હું કહાડી આપીશ. તે કહે કે ફલાંણી હારમાં તો તુરતજ પેલું મથાળાનું તમે જોઇ રાખેલું પાનું (જે ઉપરની હારમાં પહેલાં હતું અને હવે નીચેની હારમાં ગોઠવાયું છે) કયાં છે તે શોધી કાઢો અને તે જે ઉભી હારમાં આવ્યું હોય તે હારમાં આવ્યું હોય તે હારમાં આવેલું આડી હારનું પાનું ઉંચકીને તેને દેખાડો કે—આ તમારૂં ધારેલુ પાનું

છે. જો તમે મથાળાનું પાનું બરોબર યાદ રાખ્યું હશે, અને પેલાએ પોતાની હાર બરોબર તમોને જણાવી હશે, તો ઉપર જણાવ્યા મુજબ જોવાથી તમે બરોબર તેનુંજ ધારેલું પાનું કાઢી આપવામાં કદી પણ નીષ્ફળ થશો નહી.

## બાવન પાનાંની ઢગલીઓમાંથી ધારેલું પાનું પકડવું.

બાવન પાનાના એક કાર્ડને આઠ આઠ યા દશ દશ પાનાની ઢગલીઓમાં વેહેંચીને મુકો અને તેમાંથી સામા ધણીએ ધારેલું પાનુ કાઢવાને તમે શકતીવાન છો એમ જણાવો.

એ મુજબ ખેલ કરી દેખાડવાને જ્યારે તમોને કેહેવામાં આવે ત્યારે પાનાં બરોબર ચીપવાનાં છે કે તેથી તમારો તમામ સંદેહ ભાગી જાય એમ જણાવી તે પાછા એકઠાં કરીને ચીપવા માંડો અને ચીપી રહો ત્યારે તળીઆનું પાનું શું છે તે જોઇને ધ્યાનમાં રાખજો. ધારો કે તળીએ જે પાનું છે તે કેકના ગુલામનું છે. હવે તે પાનાને આઠ યા દસની ઢગલીઓમાં વેહેંચો એટલે હેઠળની એક ઢગલીના તળીએ પેલો કેકનો ગુલામ તો આવ્યા વગર રહેશેજ નહીં અને તે ઢગલી કઇ છે તે બરોબર ધ્યાનમાં રાખજો. એમ કરીને તમારા મીત્રને કહો કે આ ઢગલી

ઓમાંની કોઈપણ એકમાંથી એક પાનું ખેંચી કહાડીને જોઈ રાખો અને તે હું જોઉ નહીં તેમ ઉંધુ ધરીને મારા હાથમાં આપો એ મુજબ જ્યારે તે આપે ત્યારે તે લઇને પેલી ચોક્કસ ઢગલી સિવાય કોઇપણ બીજી એક ઢગલી ઉપર મુકો અને સઘળી ઢગલીઓ એકઠી કરવા માંડો, અને તેમ કરતાં જડપથી પણ દેખાતી બેદરકારીથી પેલી ઢગલી કે જેને તળીએ કેકને ગુલામ છે તે ઉચકીને, જે ઢગલી ઉપર પેલાએ ધારેલું પાનું મુકયું છે, તેની ઉપર મુકી દેજો. બાકીની ઢગલીઓ જેમ ગમે તેમ એકેક ઉપર મુકો એટલું કર્યા પછી હવે તમે પાનાઓ સઘળાં ફેરવીને જોવા માંડો અને જેવો તેમાં કેકનો ગુલામ નજરે પડે તેવુંજ તેની ઉપર આવી ગયલું પાનું કહાડીને તેને દેખાડો કે આ તમારૂં ધારેલું પાનું છે? પાનાં ઉધાં હતાં ત્યારે જે પાનું પેલા કેકના ગુલામની નીચે આવ્યું હતું તે જયારે તમે પાનાં ચતાં કરીને ફેરવવા માડયાં ત્યારે અલબતાં ગુલામની ઉપરજ આવેલું હોવું જોઇએ ઢગલીઓ ગોઠવ્યા પછી તમારી વધારે ચાલાકી દેખાડવા માટે, જો પાનાં એકાદ વખત ચીપશો તો પણ તેથી કાંઇ એ બે પાનાં એકદમ જુદા પડી જતાં નથી.

## ચાર બાદશાહો જુદા પાડી પાછા એકઠા કરવા,

તમે એક કાર્ડમાંથી ચાર બાદશાહો જુદા કહાડો અને

તેઓને તમારા મિત્રને આપી કહો કે હવે ચાર બાદ-શાહોને ચાર જુદે ઠેકાણે ગોઠવીને પછી પાના એવી રીતે ચીપો કે ચારે પાછા સાથેને સાથે આવી મળેલા દેખાશે.

એ મુજબ કરવા જ્યારે તમને કહેવામાં આવે ત્યારે તમે ચાર બાદશાહોની જોડે બે ગુલામો પણ કહાડજો અને તે બે ગુલામો ત્રીજા અને ચોથા બાદશાહોની વચ્ચે છુપી રીતે મુકી રાખીને તે સઘળા કાર્ડને તળીએ મુકજો. હવે એથી ગોઠવણ એવી થશે કે છેક તળીએ એક બાદશાહ રહેશે, તેની ઉપર એક ગુલામ, તેની ઉપર વળી બીજો ગુલામ એને તેના ઉપર બીજા ત્રણ બાદશાહ થશે, એ પછી તમે નાચેનું પાનું ફેરવો અને તે ખરેખરો બાદશાહ જ હોવાથી જાણે અચાનક રીતે પડી ગયો હોય તેમ તેને નીચે પાડી દેખાડીને સઘળાંની ખાત્રી કરો. અને તે સૌથી પેહેલો ઉપર મુકો, એ પછી બીજું એક પાનું નીચેથી ફેરવો ( ગુલામનું ખોટું પાનું ) અને તે બાદશાહ છે એવું જણાવી તેને પાનાની ઢગલીમાં ગમે ત્યાં વચ્ચે મુકો, બીજું પણ ખેંચીને ( ગુલામનું બીજું ખોટું પાનું ) તેને પણ એક બાદશાહ તરીકે જણાવી ગમે ત્યાં વચમાં સંતાડો. હવે ખરી રીતે પોતાની ઉપર એક બાદશાહ અને નીચે ત્રણ એમ રહેશે, પણ તમે બોલો કે મેં તમારા દેખતાં એ ચાર બાદશાહોને એકેકથી જુદા પાડયા છે, પણ હવે મારા

હુન્નરની મદદથી હું એથી સીફતથી પાનાઓને ચીપીશ એ કે પાછા એ ચારે બાદશાહોને તમે સાથે મળેલા જોશો. એમ બોલી ચીપતી વેળા નીચેના ત્રણ બાદશાહ લાવીને ઉપરના સાથે મેળવી દેજો, બીજા બે ત્રણ શાદી ચીપનીના હાથ લેવો અને પછી પાના ખુલ્લાં કરીને દેખાડો એટલે તમારા જણાવ્યા મુજબજ તેઓ સઘળા સાથે આવી મળેલા જણાશે.

## ચાર પાનામાંથી ધારેલું પાનું કહાડી આપવાની રીત.

કોઇ એક શખ્સના હાથમાં એક પાનાનો કાર્ડ આપો અને તેમાંથી ગમે તે ચાર પાના બહાર કહાડી તે ચાર માંહેથી કોઇપણ એક પાનું ધારવા તેને કહો, તેમ કરે એટલે તે ચારે પાનાં અને બાકીનો કાર્ડ તેની પાસેથી લઇ બે પાના ઉપર અને બે પાના નીચે ઝડપથી ફેરવી દેજો. એટલું કર્યાં પછી નીચેના બે પાના બીજા આઠ દસ પાનાં ભેગાં બહાર કહાડો અને તેઓની બે હાર બનાવી તેને પુછો કે–આ બેમાંની કેઈ હારમાં તમારૂં પાનું છે ? અને જે હાર તે દેખાડે તેની ઉપર આવેલું પાનું તેને કહાડી આપજો. પણ જો તે બેઉ હારમાં નથી એવું જણાવે તો તુરતજ પેલા ઉપર મુકેલા બે પાનાં પણ નીચે ફેરવી દેજો અને તેમાંનું એક કહાડી તેને પુછો કે—આ તમારૂં પાનું છે ? જો તે હા કહે તો તેમ નહીં તેને પાછું ઉપર મુકી

દઈ, તેને કહો કે-સાહેબ તમારૂં ખરેખરૂં પાનું નીચે છે તે ફેરવીને જુઓ. અલબત, તે ફેરવીને જુવે છે એટલે ખરૂંજ માલમ પડે છે.

## દસ પાનામાંથી ધારેલુ પાનુ પારખવાનો ખેલ.

કોઈપણ એક રંગના એકકાથી તે દસ્સા સુધીનાં દસ પાનાં લેજો, અને તેઓને એક ગોળ કુંડાળાના આકારે નીચે પ્રમાણે અનુક્રમે ગોઠવો.



પછી એક શખ્સને કહો કે "એમાંથી ગમે તે એક પાનું તમે મનમાં ધારો, અને પછી બીજાં કોઇપણ એક ભલતાંજ તેના ઉપર આંગળી મુકો, અને આંગળી મુકેલા પાનાની સંખ્યામાં ઉમેરો." એટલું કર્યા પછી તેને

કહો કે’ ” હવે જે સંખ્યાનું તેમ પાનું મનમાં ધાર્યું છે તે સંખ્યાને જે પાનાં ઉપર આંગળી મુકી છે ત્યાથી નીચે ઉતરતા જાવો અને ધારે ગણુતા જાવો એટલે ત્રીસ સુધી ગણી રહેશો ત્યાર પછી હું તમોને ધારેલું પાનું કહિ શ-કીશ ” એ તમોને પોતાનીજ મેળે જણાઇ જશે કે તેને મનમાં પંજી ધારી અને તીગી ઉપર આંગળું મુકયું હવે તીગીમાં ધસ ઉમેરો તો તેર થયા, પછી પેલા શખસે પંજી ધારી છે માટે તે પંજીની સંખ્યાથી તીગી ઉપર આંગળું મુકીને ઉતરતું ગણુવા માંડસે તે બરાબર તેરમો આંક પંજી ઉપરજ આવીને પડશે, અને તે ઉપરથી તમે જાણી શકશો કે તેને પંજી ધારી હતી. તેને એટલુ કહેજો કે ગણવાનું શરૂ કીધા પછી દસની સંખ્યા સુધી મનમાં બોલે અને અગીયારમો બોલતી લખતે તે કયાં પાનાં ઉપર આવ્યો છે તે દેખાડે, આપણે લીધેલા દાખલા મુજબ તી-ગીથી પાંચ ગણુશો તો દુગી ઉપર છ, એકકા ઉપર સાત, દસ્સા ઉપર આઠ, નવા ઉપર નવ નવ, અઠી ઉપર દસ સત્તા ઉપર અગિયાર, છગ્ગી ઉપર બાર, અને બરોબર ધારેલી પંજી ઉપર તેર આવશે.

## એકવીસ પાનામાંથી ધારેલું પાનું પારખવું.

એકવીસ પાનાં તમો કોઇ શખ્સના હાથમાં આપો અને તેમાંથી ગમે તે એક પાનું તેને ધારી રાખવા કહો

હવે એ ધારેલું પાનું પારખી દેખાડવા માટે તે એકવીસ પાનાને ત્રણ ઢગલીઓમાં વહેંચી નાંખો અને પેલા શખ્સને પુછો કે તેને ધારેલું પાનું કઇ ઢગલીમાં છે. એ ત્રણ ઢગલાઓ કરો તે વેળાએ એવી રિતની ગોઠવણ રાખજો કે ઉપલાં પાનાં છુટા છુટા મુકયા પછી ચોથું પાનું પહેલાંની નીચે એટલે બીજું આવે, પાંચમું પાનું બીજાની નીચે છઠું પાનું ત્રીજાની નીચે અને સાતમું પાનું પાછું પેલા ચોથાની નીચે એટલે પહેલી ઢગલીનું ત્રીજું એમ આવે. હવે જેવો પેલો શખસ તમોને દેખાડે કે આ ઢગલીમાં મારૂં ધારેલુ પાનું છે, ત્યારે સઘળી ઢગલીઓ પાછી એકઠી કરવા માંડજો અને તેમ કરતાં પેલા પાનાવાળી ઢગલી બીજી બે ઢગલીંઓની વચમાં મુકવાની જરૂર યાદ રાખજો. એ રીતે પાનાં એકઠાં કીધા બાદ પાછાં તેઓને, ઉપર જણાંવેલી છે, તેજ રિતે, ત્રણ ઢગલાઓમાં વહેંચી નાંખો. વળી પેલાને પુછો કે તેનું ધારેલું પાનું કઈ ઢગલીમાં છે અને તે જે ઢગલી દેખાડે તે વળી પાછી પાના એકઠાં કરતી વખતે બેની વચમાં મુકજો. વળી પાછું ત્રીજીવાર એજ રીતે કરજો અને હવે એટલું કીધા બાદ પાનાં તમે નીચે ફેરવવા માંડજો અને જે પાનું અગ્યારમુ આવે તે તેના પાના તરીકે જાહેર કરજો, એટલે કે તેનું ધારેલું પાનું બરોબર વચમાં આવશે અને ઉપર નીચે બેઉ

બાજુ બરાબર દસ દસ પાના રહેશે જેમ એકવીસ પાના લીધાં તેમજ નવ, યા અઢાર, યા સતાવીસ અથવા કોઈ પણ બીજી રકમ જે ૩ થી ભાગી શકાય તેવી હોય તે આ પણે લેઇ શકીએ છીએ. હવે જે પાનાં બેકીના હોય પણ ૩ થી ભાગી શકાય તેવાં હોય એટલે બાર; યા ચોવીસ યા છત્રીસ હોય તોપણ ઉપર જણાવેલી રીતેજ સઘળું કરવું એટલે પછી પાનાઓ નીચે ફેરવતી વખતે જો ચોવીસ પાનાં હશે તો બારમું પાનું તેનું ધારેલું નીકળશે.

## વજન જોઇને પાનાની સંખ્યા કહેવાનો ખેલ.

એ સરસ રમત કરવા માટે જરા સાવચેતી અને ઝડપ વાપરજો એટલે તમે કરેલી તદબીર કોઇના ધ્યાનમાં એકદમ ઉતરી શકશે નહિં. પહેલાં તમે તમારા મિત્રોને પુછો કે તેઓમાંથી કોઇ વજન તપાસીને પાનાની સંખ્યા કહેવાને શકિતવાન છે. જો તેઓ ના કહે અને વળી તમોને હસી કહાડે તો તમે એક કાર્ડ લઇને એ રમત કરી દેખાડજો, પણ એક બેથી વધારે વખત તે કરવાની હોંશિયારી દેખાડતા ના.

એ કરવા માટે તમે એક પાનાનો તૈયાર રાખજો. અને તેમાં બીજા બે પાનાં તેવાજ રંગના પણ તેમના કરતાં જરા વધારે જાડાં ગુપ્ત રાખજો. એ જાડાં પાનામાંનુ એક તે કાર્ડમાં પંદરમું ખોસજો, અને બીજું છવીસમું

મુકી રાખજો, એમ તૈયાર કીધેલો કાર્ડ લઈને તમે તેઓ સામે આવો અને પછી તેમાંના પેલા જાડાપાનાની ઉપરના પાના ઉચકીને તેનું વજન તપાસવાનું ડોળ ઘાલો અને પછી બોલો કે આ સઘળા મળીને પંદર પાના હશે એમ હું તેઓનાં વજન ઉપરથી ધારી શકું છું. અલબત તે પાના પંદરજ નીકળશે; પછી બીજા જાડાં પાનાની ઉપરનાં ઉચકો અને બોલો કે—એ સઘળાં આસરે પચીસેક હશે એમ મને લાગે છે. પાનાની સંખ્યા બોલ્યા પછી તેઓને ગણી દેખાડો તે તમારે હાથેજ ગણવા ને ભુલતાં ના; નહીં તો કોઇ પારકાઓ પેલા બે પાનાની જાડાઈ જાણી લેશે તો તમારી ચાલાકી પકડાઇ જઈને ફજેતી થશે. વાસ્તે ધીરજ અને ડહાપણથી આ ખેલ કરવો.

## પાના પારખવાની હુશીયારી.

ઘણી વેળા જરા દમામ અને હોશીયારી વાપર્યાથી આપણે સહેલામાં સહેલી રમતને પણ ભારે અગત્યપણાનું રૂપ આપી શકીએ છીએ. ઘણાએક પોતાના માથા ઉપર પાનાઓ ધરીને શું છે તે પારખી આપે છે, અને તે વખતે એવી તદબીર વાપરે છે કે તેઓની સામે એક મોટી આરસી આવેલી હોય અને જોનારાઓ તે આરસીને પીઠ કરીને બેઠેલા હોય છે.

વળી એક કાર્ડ તમે પછવાડેને હાથે પકડી રાખો

અને પછી તેમાંથી એક પાનું ઉધું રાખીને કોઈ બીજા સ-ખ્સને જોઇ લેવા કહેવું. પછી તે પાનુ શું હતું તે પારખી કહાડવાને શકિતવાન છો એમ જણાવો, અથવા નહિં તો એમ કરો કે આગમચથીજ એક શખ્સને કહો કે કાર્ડ-માંથી એક પાનું ખેંચી જોઇ રાખે, પછી તમારા હાથ પછ-વાડે કરીને પેલો કાર્ડ ધરો અને પછી પેલાએ ખેંચેલું પાનું માંગી લઇને તે પેલા કાર્ડ ઉપર ગોઠવો અને તે પાનું શું છે તે પારખવાની તમારામાં શકિત છે એમ જ-ણાવો. હવે એ પારખવા માટે તમને પાના બે વખત દેખા-ડવા પડશે. પેલો પોતે ધારેલું પાનું તમને આપે તે લઇને પેલા કાર્ડની ઊંધી બાજુએ ચતુ ગોઠવો, અને પછી ખાલીપીલી પાનાં ચીપતા હોવો એવી ધરપચ કરીને પેલા કાર્ડના તળીયાનું પાનુ દેખાડવા તે તેના મોઢા સામું ધરીને પુછો કે ભાઇ આજ તમારૂં પાનું છે ? અલબત તે તો નાજ કહેશે તેને આપેલું પાનું તો તમે ઉપલો સવાલ પુછો તેટલામાં તે પાનું શું છે તે જોઈ રાખો પછી તેનો નાનો જવાબ સાંભળીને જાણે તમે કેટલાએક ચીરડાઇ ગયા હોય એવું ડોળ ઘાલો અને પાછો તે કાર્ડ પછવાડે લેઈ જઇને પેલું પાનું પણ અંદર ભેળી નાંખો, અને છેલ્લો તે કાર્ડને ચીપીને તે માંહેથી તેનું ચીપેલું પાનું જે તમે જોયું હતું તે કહાડી આપો.

ઉપલીજ રમત કરી દેખાડવાની એક બીજી સરસ રીત છે. તે એ કે તમારા કોટની બોયમાં એક ટાંકણી ઘોચી રાખો, અને પછી જેમ ઉપર જણાવ્યુ તેમ પેલા શખ્સ પાસે પાનું ખેંચાવીને કાર્ડ ઉપર મુકો અને તે પછ-વાડે લઈ જઇને કોટમાંની પેલી ટાંકણી કહાડી તે વડે પેલાના ઉપર મુકાયલાં પાનમાં એક નાકું પાડો, અને પા-છી ટાંકણી ખોશી દેજો. હવે પાનાં સામે લાવી સઘળાં ચીપી નાંખો અને પછી તેઓને સઘળાં ટેબલ ઉપર છુટાં નાંખીને પેલું પાનું શોધી કહાડો અને તે ઉચકીને પેલા ધણીને શુંપરદ કરો. નાકું પાડવાની કોઇ ચોકકસ જગા અથવા ખુણું ચોક્કસજ કરી રાખશો તો વધારે સારૂં કે તેથી પાનાની આખી સપાટી ઉપર નજર કરવાની જરૂર પડે નહીં.

## કાર્ડમાંથી માંગેલા પાના બોલાવવાનો ખેલ.

સામા ધણીઓને કહોકે એક આખો પાનાનો કાર્ડ ટેબલ ઉપર મુકી તેમાંથી માગેલા પાનાં બોલાવી લેવાને હું શકિતવાન છું.

એમ કરવા માટે તમો એક પાનું તમારા ડાબાં હા થમાં છુપાવી રાખો. પછી પેલો આખો કાડ ઊંધો એક ટેબલ ઉપર વેરીજ નાંખો. ધારો કે તમોએ તમારા ડાબા હાથમાં છુપાવેલું પાનું ખુરના એકકાનું છે, અને તે તો

અલબતાં તમે જોઇજ રાખ્યું છે. ત્યારે હવે તમે સામા ધણીને કહો કે હું કોઇબી પાનાનું નામ દેઉં ત્યારે કોઇબી એક પાનું આમાંથી ઉચકીને મને આપજો અને એ રીતે મને છ સાત પાના આપજો એટલે પછી હુ તમોને દેખાવશે કે મારા માંગવા મુજબનાંજ સઘળાં પાનાંઓ મારા હાથમાં આવ્યાં છે, પણ તે દરેક પાનું ઉંચકીને મારા હાથમાં આપતી વખતે તમારે તેને જોવું નહીં, અને એમ ઉંધુ ને ઉધુંજ મને આપવું, એટલું કહી તમે બોલો કે "ખુરના એક્કા તું આવ !" (કારણકે તમારા હાથમાં જે છુપાવી રાખ્યો તે ખુરનો એકો છે) પેલો ધણી તમોને એક પાનું ઉચકીને આપશે; તમો તે ઉપર નજર કરજો અને જાણે તમારા માગવા મુજબ ખુરનો એક્કો આવ્યો હોય તેમ ખુશાલી દેખાડજો, હવે ધારો કે એ ખેચાયલું પાનું ડાયમંડના ગુલામનું આવ્યું, હવે બોલો કે "ડાયમંડનાં ગુલામ તું આવ !" પેલો તમને એક પાનું ઉંચકીને આપશે. ધારો કે તે કેકની નવ્વીનું આંવ્યું, તો હવે બોલો કે "કેકની નવ્વી તું આવ !" એ વખતનું પાનું ફુલાવરના બાદશાહનું આવ્યું, તો બોલો "ફુલાવરના બાદશાહ તું આવ !" એ વખતે ખુરની છબી તેને તમારા હાથમાં આપી તો બોલો કે "ખુરની છબી તું આવ ?" અને હવે જે પાનું તે ખેંચી આપે તે જુદું રાખજો, અને

બોલજો કે "સાહેબો મેં એમાંથી સઘળાં મળીને પાંચ પાનાઓ બોલાવ્યાં હતાં માટે હવે જોઇ લ્યો તે પાંચ પાનાં, અને વળી જુઓ કે જે મેં બોલાવ્યાં હતાં તેજ ચોક્કસ. એમ બોલતાં બોલતાં તમે પેલું છેલ્લું ખેચાયલું છઠું પાનું; જેની સાથ તમોને કામ નથી, તે કેડે છુપાવી દેવો અને પછી પેલા પાંચ પાનાં તેઓની સામે ખુલ્લા કરી બોલો કે "જુઓ આ સૌથી પેહેલાં બોલાવેલો ખુરનો એકકો; જુઓ ત્યાર પછી બોલાવેલો ડાયમંડનો ગુલામ; જુઓ તે પછીની કેકની નવ્વી; જુઓ વ પછીનો ફુલાવરનો બાદશાહ; અને જુઓ એ સઘળાં પછી છેલ્લે બોલાવેલી ખુરની છગ્ગી, જો પેલું છુપાવેલું પાનું તેઓ નહીં જોય એવી સીફ્ત વાપરવામાં તમે પાર પડયા તો સઘળાઓ તમારો હુન્નર જોઇને તાજુબ થશે પણ કોઇ તેની છુપી ઠગાઇ પારખી કહાડી શકશે નહીં" જેમ પાંચ કહડાવ્યાં તેમ તેથી ગમે એટલાં વધારે પણ તમે કહડાવી શકશો; કેમકે તમે એક માગી, તે જોઇને તેમાંનુંજ પાછું નામ પોકારજો, અને એમ બધી વખત કરજો એટલે છેલ્લું પાનું જે તમે છુપાવશો તેની જગ્યો તો તમે પેલાં આગમજનાં છુપાવી રાખેલાં પાનાથી પુરી શકશો.

## ઘણાં પાનાંમાંથી ધારેલું પાનું પારખવાના ખેલ.

એ રમત કરી દેખાડતી વખતે એવી કીશમનો કાર્ડ

રાખો કે જેમ પુતળાંઓ બે માથાવાળાં નહીં હોય પણ તેઓને એક બાજુ પગો હોય, હવે એ કાર્ડમાંથી સઘળા સાધારણ ડાયમંડો કહાડી નાખો, અને માત્ર એ રંગનાં પુતળાંજ રાખો. એટલું કીધા બાદ પાનાઓ એવી રીતે ગોઠવી રાખો કે તે સઘળાં સવળાં રહે. એ પછી તેઓમાંથી કોઇપણ એક પાનું ખેંચવાને સામા ધણીને કહો, અને છે ખંચીને તે જોવામાં રોકાય તેટલાં પેલા કાર્ડને એક આંટો આપીને તમારાં હાથમાં ધરો પછી પેલો પાનું પાછું આપે કે કાર્ડ ઉપર મુકીને સઘળાં પાનાં જલ્દીથી ચીપી નાખો અને પાછી ખુલ્લાં કરીને જુવો એટલે જે એક પાનું બીજાં સઘળાં પાનાઓ કરતાં ઉલટી હાલતમા પડેલું જણાય તે કાહાડીને તેને આપો કે “એ તમારૂં જોએલું પાનું છે.” એટલે કે એથ ધારે કે તેને ફલાવરની નવ્વીનું પાનું જોયું પણ તેટલામાં તો તમે પેલા કાર્ડ ને એક આંટો આપ્યો, અને પછી તે તેની ઉપર મુકયું, તેથી બીજાં સઘળા ફલા-વરોની ડાખળી ઉપર અને ફુલ નીચે જણાશે, અને પેલી ફલાવરોની નવ્વીનું ફુલ ઉપર એને ડાખળી નીચે માલમ પડશે અને તેથી તમે તુરત તેને પારખી શકશો.

## ત્રણ ઢગલીઓને તળીએ આવેલાં પાનાંઓની ટીપકીઓની સંખ્યા કહેવાનો ખેલ.

ઉપલો ખેલ કરી દેખાડતી વેળા તમે બાવન પાનાનો

એક આખો કાર્ડ કોઇ તરાહિત ધણીનાં હાથમાં આપો અને તેને કહેવું કે " માંહેલા એક્કાઓને અગયાર ટીપકી લેખે ગણજો, પુતળાંઓને દસ ટીપકી લેખે ગણજો, અને બીજા સાધારણ પાનાઓની જેમ ટીપકીઓ હોય તેમ ગણજો, હવે તમારે કરવાનું એટલુંજ કે એક પાનુ નીચે નાંખીને તે ઉપરની ટીપકીની સંખ્યા જોવી અને તે સંખ્યાની સાથે મળીને પંદરની સંખ્યા થાય એટલાં બીજાં પાનાંઓ તે ઉપર નાંખીને એક ઢગલી કરવી, અને વળી તેજ રીતે બીજી બે ઢગલીઓ કરવી. એટલે કે જે તમે પહેલું પાનું મુક્યું તે કેકની સત્તી હોય તો તેની ઉપર બીજાં આઠ પાનાઓ નાંખીને એક ઢગલી કરવી; વળી બીજું જુદું નાખવું અને તે જો એક બાદશાહ હોય તો તેની દસ ટીપકીઓ ગણાય માટે તેની ઉપર હવે બીજા માત્ર પાંચજ પાનાં નાંખવાં, અને વળી ત્રીજું પાનું જુદું નાંખવું અને તે જો એકકો હોય તો તેની અગીયાર ટીપકીઓ ગણાય માટે તેની ઉપર હવે બીજાં માત્ર ચારજ પાનાં નાંખવાં. એ રીતે ફક્ત ત્રણજ ઢગલીઓ કરીને બાકીનાં પાના તમોએ મારા હાથમાં આપવાં, એટલે હું કહી શકીશ કે એ ત્રણ ઢગલીઓની તળીએના ત્રણ પાનાંઓની ટીપકીઓની એકંદર સંખ્યા શું છે એટલું બોલી તમે આ

જાઓ, અને પેલો ધણી ત્રણે ઢગલીઓ કરી રહ્યા બાદ જે પાનાં તમારા હાથમાં મુકે તે કેટલાં છે તે છુપી રીતે ગણો અને તેમાંથી ચાર બાદ કરીને જેટલી સંખ્યા રહે તેટલી સંખ્યા, પેલાં નીચેનાં ત્રણ પાનાંઓની ટીપકીઓની છે એવું જાહેર કરો એટલે જો પેલો ધણી બાકી રહેલાં છવીસ પાના તમારા હાથમા આપે તો એ છવીસમાંથી ચાર બાદ કરીને તમે કહો કે "નીચેનાં ત્રણ પાનાંઓની ટીપકીઓની સંખ્યા બધી મળીને બાવીસની છે.

## રાણીઓને શોધવા ગએલા બાદશાહોની રમત.

એક પાનાનાં કાર્ડમાંથી ચારે રાણીઓ, ચારે બાદશાહો, ચારે ગુલામો, અને ચારે એક્કાઓ જુદા કહાડો, અને તેમજ દરેક રંગોનાં ચાર ચાર પાનાંઓ પણ જુદાં કહાડો હવે તમે મીજલસ હજુર એક વાત શરૂ કરો કે— ચાર રાણીઓ ફરવા નીકળી (ચાર રાણીઓ છુટી મુકો), અને તેઓ દરેકે પોતાની સાથે એકકો રાખ્યો (એકકો ડાયમંડ દરેક રાણીની ઉપર મુકો), અને વળી દરેક પોતાની સાથે અકેક ખુરની જાતનો ચાકર રાખ્યો (એકેક ખુર દરેક ડાયમંડની ઉપર મુકો.) એ તે ઉપરાંત વળી તેમના ધરથારોએ તેઓ દરેકની સાથે એકેક હાથે આપ્યો, સીપાઇને (દરેક ખુરની ઉપર અકેક મુકો) એ રીતે તયાર બનીને

સઘળી રાણીઓ ફરવા નીકળી ગઈ તેઓને ગમાને ઘણો વખત થઇ ગયા છતાં તેઓને પાછાં ફરેલા નહીં જોઇને ચારે બાદશાહો તેને શોધવા નીકળ્યા (એકેકો બાદશાહ દરેક એકકાની ઉપર મુકો) અને સાથે એકેકું કેક લેતા ગયા (દરેક બાદશાહની ઉપર એકેકો કેક મુકો), થોડેક દુર ગયા પછી તેઓને જણાયું કે ચાર ગુલામોએ તે રાણીઓ ઉપર હુમલો કીધેલો અને તેઓને કેદ પકડેલી (દરેક એકેકની ઉપર એકેકો ગુલામ મુકો અને તેમ કરવામાં તે ગુલામોને કુલાવર કુટુંબના ચાર ભાઇઓએ મદદ કીધેલી (દરેક ગુલામની ઉપર એકેકો કુલાવર મુકો), બાદશાહો તેઓની સામે થયા અને છેવટે તે ગુલામોને હરાવીને કેદ પકડયા એટલું બોલી ચારે ઢગલીઓ એકેક પછી ઉચકીને સંભાળથી એકેકની ઉપર મુકો અને એકઠા કરો. એ પછી તે પાનાઓને કાપવા માંડો, કરો અને તેઓને ચાર પાંચ યા ગમે એટલી વખત કાપ્યાજ કરો, જ્યાંસુધી કે નીચે કેકનું એક સાદું પાનું આવેલું દેખાય નહીં. કેકનું સાદું પાનું આવેલું દેખાય એટલે ઉપરના બે પાનાં કહાડીને નીચે મુકો, અને પછી ઉપરથી એકેક પાનું નીચે નાંખીને જાહેર કરવા માંડો એટલે જે ઢપે ઢગલીઓ ગોઠવી હતી તેજ ઢપે સઘળાં પાના એકેક પછી બહાર આવશે અને તે દેખાવ ઘણો રમુજી અને જોવા લાયક થઈ પડશે. પહેલાં

રાણી પડશે, પછી ડાયમંડ, પછી બુર, પછી એકેકો પછી બાદશાહ, પછી કેક, પછી ગુલામ, અને પછી ફલાવરઃ— એ રીતે બધાં પાનાં પડયાં જશે.

## ચોરી કરવા નીકળેલા ચાર શેલામોને પકડવા નીકળેલો બાદશાહ દેખાડવાનો ખેલ.

એક પાનાના કાર્ડથાંથી ચાર ગુલામો અને એક બાદશાહ જુદા કહાડો, અને તેઓમાંથી એક ગુલામ કોઇ નહીં જુવે તેમ કાર્ડને તળીએ મુકી રાખો હવે પેલો કાર્ડ ડાબા હાથમાં પકડીને આ વાત શરૂ કરો કે " ત્રણ લુચ્ચા ગુલામો એક ઘરમાં ચોરી કરવા ગયા " એક તે ઘરમાં ભોંય તળીએથી દાખલ થયો. ( અને એમ બોલી એક ગુલામનું પાનું ઉચકીને કાર્ડને તળીયે મુકો, પણ એવી રીતે ભુલથી તે કાર્ડ ન ઊચકતા કે તેથી પેલો આગમજ થી તળીએ મુકેલો ગુલામ જણાઇ આવે ) બીજો ઘરના પહેલા માળથી બારીએથી દાખલ થયો) એમ બોલી બીજુ ગુલામનું પાનું કાર્ડની વચોવચમાં મુકો અને ત્રીજો એક બીજા ઘરના છાપરાપર થઇને તે ઘરનાં છાપરા ઉપર ચડયો (એમ બોલી ત્રીજું ગુલામનું પાનું કાર્ડને મથાળે મુકો) હવે એક બાદશાહ તેઓને પકડવા માટે નીકળ્યો હતો

તેણે પેલા ત્રીજા ગુલામનો અડોઅડ દુંબાલો પકડયો હતો ( એમ બોલી બાદશાહવાળું પાનું પેલા છેલ્લા મુકેલા ગોલામની ઉપર મુકો ). અને તે એવી મતલબથી કે તેથી ત્રણે ચોરોને સાથે પકડવાને શકિતવાન થાય. હવે તે પકડે છે કે નહિં તે જોવાનું રહ્યું છે. એટલું બોલી કોઇ શખસ પાસે તે કાર્ડ કપાવો, અને તેને એ રીતે નીચેનો અરધો ભાગ ઉપરના અરધા ભાગ ઉપર મુકશો એટલે પેલા નીચેના બે ગુલામો, ઉપરના એક બાદશાહ અને એક ગુલામ સાથે મળી જશે, અને તેથી ખરેખર એક બાદશાહ ત્રણ ગુલામોની સાથે જોડાઇને બેઠેલો તમે સઘળાઓને દેખાડી શકશો, સઘળાઓ એ જોઇને અજબ થશે, કેમકે તે સઘળાઓનાં દેખતાં એ ત્રણે ગુલામોને તો તમે જુદા પાડીને મુકયા હતા, અને તેઓમાંના કોઇએબી આગળથી તે કાર્ડને તળીએ મુકી રાખેલો ચોથો ગુલામ જોયો નહોતો.



# ધી એવરીડે કૉરસ પૉન્ડેન્સ

## ( કીંવા )

## હંમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપુર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું નિમંત્રણ, નિમંત્રણનો સ્વીકાર, અસ્વીકાર, ઉઘરાણી, રીપોર્ટ દાકતરને બોલાવવા સંબંધી, ભલામણપત્ર; ભેટ મોકલવા સંબંધી, બેંકમાંથી રૂપીયા મંગાવવા બાબત, મકાન ખાલી કરવા, નોકર રાખવા અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠ્ઠી રજા રદ કરવા બાબત, રેલવેનો ડબ્બો રીઝવર્ડ કરાવવા બાબત, ભુલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલસોજી; તેનુ ઉત્તર; સ્ટીમર સંબંધી પુછપરછ, તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઇ પરતું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી; રાજીનામા માટે અરજી; મ્યુની૦ સેક્રેટરીને અરજી, રેલવે સત્તાધિકારીને અરજી, મુખત્યારની સણુંદ માટે અરજી, સર્ટીફીકેટો, વ્યક્તીય સર્ટીફીકેટ, પુસ્તક રજીસ્ટરી કરવા

બાબત, પગાર વધારવાની, બદલી કરવા માટે અરજી, ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણપત્ર, ઉઘરાણી, તેનો જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત. નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાંધવા સંબંધી એક દુકાનદારના બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાનભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત, હુંડી મોકલવા બાબત, હુંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાનભાડું વધારવા બાબત, કોઇ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત. મંદવાડ મરણ તે સંબંધી દીલસોજી પત્રો, અમુક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તાવેજ વિષે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી. આજેજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ ૦॥= જુદું.

---

# સચિત્ર ગુજરાતી

# મોટર ગાઈડ.

## ૧--૨--૩--૪--૫--૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક.

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક, સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક, કૉંપ્રેશ સ્ટ્રોક, પાવર સ્ટ્રોક, એકઝોસ્ટ સ્ટ્રોક, વાલ્વ એન્ડ કેન, ડબલ દાદાનું કેન શાફ્ટ, વ્હોલ્વ્હના ટાઇમીંગ, વીગેરે. પેટરોલ, કારબ્યુ રેટર, તથા કારબ્યુરેટર, બેટરી તૈયાર કરવાની રીત એક્યુમ્યુલેટર ચાર્જીંગ ઇનડકશનકોઇલ, સ્પારકિંગ પ્લગ, કોનટેક્ટ બ્રેકર, વ્હોલ્ટમિટર, ઇનશ્યુલેટેડ વાયર, ડિસ્ટ્રિબ્યુટર, બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ, મેગનેટો, આરમ્યુચર, મેગનેટો કોનટેંક્ટ બ્રેકર અને ડિસ્ટ્રીબ્યુટર, ટાઇમીંગ કીપરને મેંગનેટોકેવો બેસાડવો, સીંગલ સીલેન્ડર ડમડોઇલ વાયરીંગ, ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ, સીલેન્ડર, વાયરીંગ ઓર્ડર, ડબલ સિલેન્ડરના કૌક, ત્રણ સિલેન્ડરના એંજીનની માહિતી, છ સિલેન્ડરના એંજીનનોક્રાંક, વાયરીંગ વોટર કુલીંગ સિસ્ટીમ, ટયુબીલર રેડિએટર થરમોસાયફન વોટર કુલીંગ સિસ્ટીમ, વોટરપંપ, કલચેસ, લેદરકોનકલચ, પ્લેટસકેસીંગ,

ફેરવનારી મોટી પ્લેટ, ફરનારી નાની પ્લેટ, કંપ્લીટ કલ્ચપ્લેટ, ડિફરેન સિયલ ગિયર ચેનમડગાર્ડ, રિટર્ષરીંગ ગિયર, લેદર બાઇન્ડીંગ હેંડબ્રેક. ઇન્ટર્નલ એક્સ પેડીંગ બ્રેક મોટર લિન્હર અને એકસડ લીરેટર ગવ્હર, ટાયરવમાં હવા ભરવાનો પંપ, ટાયરમાં હવા ભરવાનું કોપક, ટાયર કાઢવા, ટાયર અને ટયુબનો જથ્થો, મહત્વની સુચના વીગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે. પુસ્તકમાં સમજ ખાતર ઠેકાણે ઠેકાણે તેના ભાગના ચિત્ર આપવામાં આવેલ છે. કિં. રૂ. ૨--૦--૦ પોસ્ટેજ ૦—૪—૦ આના જુદા.

# ધી ઇઝી સેલ્ફ ઇંગ્લીશ ટીચર ભાગ ૧—૨.

ઇંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ અને પુસ્તક છે. આ પુસ્તક એક સારા વિદ્વાન મી. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. ને હાથે લખાયેલું છે. જેઓ એક સુપ્રસિદ્ધ શાળામાસ્તર છે અને તેમણે પોતાના લાંબા અનુભવથી ઇંગ્રેજી શીખવા સારૂં આ સહેલું અને સરળ પુસ્તક લખ્યું છે. આમાં ૩૨ પ્રકરણ આપવામાં આવ્યાં છે જેમાંથી ફક્ત ૯ પ્રકરણજ શીખવાથી કોઇ પણ માણસનું સરનામું અને ગામનું નામ ઇંગ્રેજીમાં પોતાની મેળેજ લખી શકે છે. જે માણસોને ભણવાનો યોગ નાની ઉમરમાં કેટલાક કારણોથી ન આવ્યો હોય તેવાઓ સારૂં તો આ પુસ્તક એક કીમીયારૂપ છે. આવાં

નકલી પુસ્તકો ઘણાં નીકળ્યાં છે જેથી ધી ઈઝી સેલ્ફ ઈંગલીશ ટીચર એ નામ બરોબર વાંચી પુસ્તક ખરીદ કરશો. કાગળ તથા છપાઇ ઘણાસ્વચ્છ છે છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧॥ મુજબ કુલ રૂ. ૩) બન્ને ભાગ સાથે લેનારને રૂ. ૨॥ પોસ્ટેજ જુદું.



# નૂતન હુન્નરસાગર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી ગમે તેવો અજાણ અજ્ઞાન માણસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે. આમાં મીણબત્તીયો. દીવેટો તથા તે સંબંધીના મસાલા વીગેરે સુકા રંગો, હાથી દાંત ઉપર ચઢાવવાના જુદા જુદા રંગ ને તે સાફ કરાવવાની રીત તથા તે જણસો સાંધવા માટેની મેળવણી સાબુઓ જેવા કે કોકમના તેલનો, રાળનો, કોપરેલ તેલનો, પાપડી ખારમાંથી સાબુ બનાવવાની રીત, પારદર્શક, સાબુ, વીંડઝરસોપ. કપડાં ધોવાના સાબુના પાઉડર, લેમન ઓરંજ સોપ, રોઝસોપ, જાનવરો સાફ કરવાનો સાબુ. ઉનનાં કપડાં ધોવાનો સાબુ, હીનાનો સાબુ. કેવડાનો સાબુ મસ્ક કાર્બોલિક અને સલ્ફર સોપ વિગેરે ઘણી જાતના સાબુઓની માહિતી, જુદી જુદી જાતના વાર્નિશો જેવા કે તેલીયા વાર્નિશ. ગાડીઓ રંગવાના વાર્નિશ. લોઢાના સામાન સારૂ કાળો વાર્નિશ. સ્પીરીટની મદદથી બનતા વાર્નિશો. ટોપલીયો. પેટીઓ અને નકસી કામના વાર્નિશો વોટરપ્રુફ વાનિશ. જર્મન પેટન્ટ વાર્નિશ. લોખંડના વીગેરે ઘણી જાતના વાર્નિશોની માહિતી. કુવા અને કેટલી

ઉંડાઇએ પાણી નીકળશે તે સંબંધીની માહિતી. શીંગડા તેમજ હાથીદાંતનાં બટનો. છીપનાં બટનો કાચના પીત્તળનાં. લોખંડનાં બટનો, જુદી જુદી જાતનાં પકવાન; અથાણાં ચટણી વીગેરે બનાવવા વિષે, અગરબત્તી, અર્ગજો ગુલાલ અબીલ અને છીંકણી, બનાવટી સ્લેટો કાથો એળીયો સુગંધી ધુપ કાગળની ચીજો લાકડા જેવી કરવા વિષો રૂપા ત્રાંબા, આદી ઉપર ઢોળ ચઢાવવાની જુદી જુદી રીતો અને તે કેવી રીતે સાફ કરવા વીગેરે, સોનેરી શાહી, કપડાં ઉપરની બાગવાનને ઉપયોગી હરકોઇ જાતના ડાઘ કાઢવાની રીત જેવા કે મોતી ઉપરનો, તમાકુનો. જર્મન સીલવર ઉપરનો ડાઘ, કાચનો સામાન સાફ કરવા બાબત, દીવાસળીયો, વીલાયતી બપોરીયા, રંગીન તારાઓ; વીગેરે વીગેરે જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દુર કરવાની રીત જેવા સર્પ ઉંદર માંકણ મચ્છર કીડી વિગેરે જુદી જુદી જાતની લાખ જેવી કે સીલ કરવાની લાલ તેમજ કાળી લાખ; સીલ કરવાની ફ્રેન્ચ લાખ, બટન તેમજ ચપટા લાખ વીગેરે વીગેરે જાતની જુદી જુદી જાતના કાગળો, ચામડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો જેવા કે જુદા જુદા રંગ ચઢાવવા ચામડું નરમ કરવું ચામડું તતડી જતા અટકાવવું ચામડાં બગડે નહી તેમ રાખવાની રીત વિગેરે વિગેરે બાબતો. કાચ સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો ધાતુઓ સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગો, જુદી જુદી જાતનાં સુગંધી તેલો જેવાં કે, જાયફળ, બદામ, તજ, લવીંગ, નારંગી, ગુલાબ, કેવડા, સુખડનું અત્તર, કોલન વોટર, લવન્ડર, હંગેરીયન વોટર, માલીફલાવરનું અત્તર બાદશાહી ગજરાજ વીગેરે વીગેરે અત્તરો તથા તેલો જુદી જુદી જાતના અર્કો તથા એસેન્સો જેવા કે ગુલાબ; ચંએલી મોગરો, કપુર, રૂબાર્બ

લીંબુ, કસ્તુંરી, લવિંગ, જાયફળ; તજ લોબાન અર્ક, ટીંકચર આયો-ડાઇન, એવી વિગેરે ઘણી અસંખ્ય બાબતો આપવામાં આવી છે. સર્વ સાધારણોને સમજણ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી રાખવામાં આવી છે. કાગળ ગ્લેજ પાકું પુંઠું, છતાં કિંમત માત્ર રૂા. ૪ાા પોરટેજ માફ.



# નઝીર.

આમાં વેદાંત, ભક્તિ, વ્યવહાર, આફત વિગેરે વિગેરે ઉપર એવી ઉમદા કવિતાઓ છે કે જે જોડવામાં નઝીરે કમાલ જ કીધી છે. આ કવિતા એકજ વખત તમારા વાંચવામાં અગર સાંભળવામાં આવશે તો તમે તેને મોંઢે કર્યા વગર મુકશો જ નહીં. આમાં મહાત્મા નઝીરનાં કવિત આપેલાં હોવા ઉપરાંત તે ઉપર સરળ ગુજરાતી ટીકા કરવામાં આવી છે જેથી કવિતામાં રહેલો ગુઢાર્થ સહેલાઇથી સમજાય છે. પાકું પુઠું કિં. રૂ. ૧ાા.

# સંગીત શિક્ષક.

સુપ્રસિધ્ધ સંગીતશાસ્ત્રી તથા **સંગીત કલાધર** નામના સંગીત પુસ્તકના કર્તા મી. ડાહ્યાલાલ શિવરામનું બનાવેલું આ પુસ્તક છે. આમાં સંગીત, અવાજ, સ્વરનામ, સ્વરાંતર સ્વરકંપ ( મોજા ) શ્રુતિઅંતર; સ્વરભેદ, આરોહ અવરોહ તાલ, રાગ, રાગપર્યાય, રાગપુરૂપ, રાગપ્રસ્તાર, રાગસમય, આલાપ વિગેરે સંગીત સંબંધીનું સારૂં જ્ઞાન આમાં ટુંકમાં બતાવ્યું છે, કાગળ ગ્લેઝ ઉંચા. છપાઇ સુંદર છે, કિં. ૧૪ આના. પો. ૩ આનાં.

ગર્ભમાં પુત્ર હોય તો તેનાં લક્ષણુ, ગર્ભમાં પુત્રી હોય તો તેનાં લક્ષણો, ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્તવ્ય, ગર્ભનો અદ્દભુત ભેદ અને ગર્ભાવસ્થામાં તેની સ્થિતિ ગર્ભવૃદ્ધિ, માતા પિતાના આચાર-વિચારની ગર્ભપર અસર, માબાપ કાળાં હોવા છતાં સફેદ બાળક કેવી રીતે ઉત્પન્ન કરી શકે ? ગર્ભસ્રાવ અને ગર્ભપાત, પ્રસવકાળ, બાલ્યાવસ્થા, નાળ, પ્રસવ થયા પછી સ્નાનની વ્યવસ્થા, બાળકનો પોશાક, સ્તનપાન બ્રહ્મચર્ય, યુવાવસ્થા, હસ્તદોષ કિંવા હસ્ત મૈથુન અને વિહાર; વીર્યસ્રાવ રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્રાવ પ્રમેહ વાતથી અથવા વાયુથી થનાર પ્રમેહ, વંધ્યદોષ અથવા વાંઝીયાપણું, ઉપદંશ અથવા ચાંદી, ઉપદંશની બીજી સ્થિતિ તથા શરીર પર તેની અસર, નળીને સોજો, ઉપદંશને અવયવ, રૂતુ સ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો રૂતુસ્રાવનું અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્ટિરિયા અથવા ચિતભ્રમ, સ્ત્રીના ઉત્પતિ અવયવ, મુત્રરોગ, બહુમુત્ર, મુત્રગાંઠ, નપુંસકત્વ અને તેની જુદી જાતો અને ઉપાય, વીર્ય સ્તંભનના ઉપાય. વિગેરે વિગેરે ઘણી બાબતોનો આમાં સંપુર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે. છેવટે કામસંજીવની અર્થાત પંડિત કામનાથ (કોકા)નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે. આ પુસ્તકની થોડાજ વખતમાં બીજી આવૃતી ખલાસ થવાથી આ તેની ત્રીજી આવૃતી બહાર પાડવામાં આવી છે. અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઇ. પાકું પુંઠું પુંઠું ગ્લેજ કાગળ કિંમત ૩ા રૂ. પોરટેજ માફ.



**શેઠ પેસ્તનજી ધનજીભાઈ મહાલક્ષ્મીવાળા જે. પી.** એ લખી છે. તેઓ યુરોપ અમેરિકામાં જઇ આ વિદ્યાનો જાતિ અનુભવ લઈ આવ્યા છે. આ પુસ્તકને માટે તેઓ લખે છે કે—"ખચીત જ આ પુસ્તક વાંચવાથી લોકોમાં સ્પિરિચ્યુએલિઝમ વિષે ભુલભરેલો ખ્યાલ ફેલાયેલો છે તે દુર કરીને તેને ખરા આકારમાં રજુ કરવામાં આવ્યો છે અને તેમાં કર્તાનો આ વિષયનો ઉંડો અભ્યાસ પ્રગટી રહે છે. વળી સ્પિરિચ્યુએલિઝમને નામે થતી જે બનાવટોથી એ સાચી વિદ્યા કેટલેક અંશે હીણાય છે તે બનાવટોથી પણ તેમણે લોકોને સારી પેઠે ચેતવ્યા છે; એટલે આ પુસ્તક વાંચવાને અને તે મારફતે સ્પિરિચ્યુ-એલિઝમનુ સત્ય સમજવાને હુ વગર આંચકીએ ભલામણ કરી શકુ છું. કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનુ અને શીખવાનું મળી આવે છે."

આ ગ્રંથ શાસ્ત્રાંયતા અને વહેવારૂપણું બેઉ જાળવીને તૈયાર કરેલો છે, તે માત્ર પ્રકરણોનાં મથાળા વાંચવાથી સમજાશે; (૧) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ (૨) ભુત–પ્રેત છે કે નહિ ? (૩) મૃત્યુનો ચમત્કાર. (૪) ભુત-પ્રેત-પિશાચની દેહરચના. (૫) જીવંત મનુષ્યનો સુક્ષ્મ દેહનો અનુભવ. (૬) ભુત-પ્રેતની દુનિયા. (૭) ભુત-પ્રેતના શાસ્ત્રીય અને (૮) અનુભવ સિદ્ધ પ્રકારો. (૯) ભુતનો ભય અને ભ્રમ. (૧૦) ગેબી મદદગારો. (૧૧)સામાન્ય વાસનાવાળા ભુલોકબદ્ધ પ્રેતો. (૧૨) મલિન ભુત પ્રેતનાં દુષ્ટ કાર્યો. (૧૩) ભુત પ્રેતના અસાધારણ ચમત્કારો. (૧૪) ભુત-પ્રેતનો પરિચય કરવાના વિવિધ પ્રકારો.(૧૫) કાજળી, હજરત અને ત્રિકાળદર્શી આયનો. (૧૬) મણિનિધ્યાન

અથવા ક્રિસ્ટલ ગેઝીંગ (૧૭) પ્રેતાવાહન કરવા માટેનું મંડળ કેવી રીતે રચવુ ? (૧૮) પ્લેચેંટમાં પ્રેતાવાહન. (૧૯) પિશાચલેખન અથવા ઓટોમેટીક રાઇટીંગ. (૨૦) પ્રેતોચ્ચાર શ્રવણના પ્રયોગો. (૨૧) ભુતોના ફોટોગ્રાફના નમુના અને તે પાડવાની રીતો. (૨૨) દેહ સંચાર ભુત કેવી રીતે કહે છે તે વિષે(૨૩) કેટલાક પૈશાચિક ચમત્કારોની ઉતપત્તિ. (૨૪) બનાવટી પૈશાચિક ચમત્કારો અથવા રંગભુમિપર પિશાચનો જાદુ. (૨૫) પ્રેતાત્માનો આ દુનિયા સાથેનો સંદેશાવહેવાર. (૨૬) ભુતના વળમાડનો વહેમ (૨૭) ભુતનો સામો વળગાડ અને તેના ઉપાયો. (૨૮) ભુત-પ્રેતને વશ કરવા વિષે.(૨૮) (૨૯) દિવ્યદૃષ્ટિ અથવા ત્રિકાળદૃષ્ટિ (૩૦) નવો અવતાર અથવા પુનર્જન્મ.

આ પુસ્તકના વિષયો વિગતવાર જાણવા માટે અર્ધા આનાની ટીકીટ બીડવી. મુલ્ય રૂ. ૪ પોસ્ટેજ રૂ. ૦॥





# શીવપુરાણ.

આ ગ્રંથમાં બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરનું ઉત્પન્ન થવું દક્ષકથા તારકાસુર આખ્યાન, કામદેવનું દગ્ધ થવું પાર્વતીનું તપ, શિવ વિવાહ, કાર્તિક સ્વામીની ઉત્પત્તિ, ત્રીપુરાસુર આખ્યાન, લિંગોત્પત્તિ, ચંદ્ર ઉત્પત્તિ, દ્વાદશ જ્યોતિર્લિંગ કથા—મહિમાં, ગંગાની ઉત્પત્તિ તથા કાશી મહાત્મ્ય, ગૌતમ મહાત્મ્ય, ગૌતમ મહાત્મ્ય પતિવ્રતાના ધર્મ, શીવસહસ્ત્ર નામ, શીવરાત્રી કથા, પંચીકરણ રૂદ્રાક્ષ તથા વિભૂતિ મહાત્મ્ય, એ વિગેરે ઘણી બાબતો તથા આખ્યાનો તેમાં આવેલા છે, રામાયણ તથા ભારતના જેવું રસિક રાગ રાગણીથી બનાવેલું મ્હોટા કદનાં લગભગ ૩૦૪ પાનાં સોનેરી બાઇન્ડીંગવાળું પુસ્તક છતાં.

કિંમત રૂ. ૪—૦—૦

પુસ્તક મળવાનું ઠેકાણું.

**મીયાં બદરૂદીન હુસેનુદીન નીઝામી.**

ત્રણ દરવાજા,—અમદાવાદ.